## अक्षरान्तर

१ ॐ नमः शिवाय येनाहं भवतः सहे सुरधुनीमंतर्जटानामतः कर्णे काकयति क्रमेण किंतवोरसंगेऽपि तांधास्यति इत्यद्रेः सुतया सकोप

२ ( मुखयो ) क्तोवोचदार्थे भ्रुवोर्भूर्षयं गुरुगंडकीर्तिरिति वः सोव्याद्भवानीप्रियः १ श्रीविघ्नराजविजयस्वनमोऽस्तु तुभ्यं वाग्देवते स्वज नवोक्तिवि

३ धिं यतोहं जिह्वे समुल्लस सखि मकरोमि यावत् सर्वेश्वरश्मरगंडगुणप्रशस्तिं २ सोमः सोस्तु जयी समरांगदहनो यं निर्मलं निर्ममे गौर्याः श्राप

४ ( बलेन वै ) कृतयुगेऽदृश्यत्वं मेपेयुषां प्रादात्पाशुपतार्थसाधुसुधियां यः स्थानमे- तत्स्वयं कृत्वा स्वामथ पद्धतिं शशिभृतो देवस्य तस्याज्ञया

५ ३ कलौ किंचिद्व्यतिक्रान्ते स्थानकं वीक्ष्य विप्लुतं तदुद्धारकृते शंभुर्नंदीश्वरम- न्वादिशत् ४ । अस्ति श्रीमतिकान्यकुब्जविषये वाराणसी विश्रु

६ ( ता ) पुर्यस्यामधिदेवताकुलमहं धर्मस्य मोक्षस्य च तस्यामीश्वरशासनादृद्धि- जपतेर्गेहे स्वजन्मगृहं चक्रे पाशुपतव्रतं च विदधे नंदीश्वरः

७ ( सर्ववि ) त् ५ तीर्थविधानाय भूभुजां दक्षिणाय च स्थानानां रक्षणार्थाय निर्य- यौ स तपोनिधिः ६ श्रीमद्भावबृहस्पतिः समभव

८ ( सद्वि ) द्यविश्वार्चितो नानातीर्थकरोपमानपदवीमासाद्य धारां पुरीं संप्राप्ते नकु- लीशसन्निभतनुः संपूजितस्तापसैः कंदर्पप्रतिमश्च

९ ( शास्त्र ) मखिलस्वीयागमोद्घाटनं ७ यद्यन्मालवकान्यकुब्जविषयेऽवंत्यां द्रुतं तपो नीता शिष्यपदं प्रमारपतयः सम्यक्पठाः पार्थिवाः

१० प्रीतः श्रीजयसिंहदेवनृपतिर्भ्रातृत्वमात्यंतिकं तेनैकास्यजगत्त्रयोपरिकरस्यापि बीजूंभितं ८ संसारावतरस्य कारण-

११ मसौ संस्मारितः शंभुना स्थानोद्धारनिबंधनं मति मतिं चक्रे पवित्राशयः तस्मिन्नेव दिने कृतांजलिपुटः श्रीसिद्धराजः स्वयं चक्रेऽ

१२ मुष्यमहत्तरत्वमसमंचार्थत्वमत्यादरात् ९ तस्मिन्नाकमुपेयुषि क्षितिपतौ तेजोविशेषो- दयी श्रीमद्वीरकुमारपालनृ

१३ पतिस्तद्राज्यसिंहासनं आचक्राम प्रदितयमर्चिन्त्यमहिमाबलादयाराविरः श्रीमज्जां- गलभूपकुंजरशिरः संचारपंचाननः १० एवं

---

१ आत्मेयुषां २ द्रुतर

१४ राज्यमनारत विदधति श्रीवीरसिंहासने श्रीमद्वीरकुमारपालनृपतौ त्रैलोक्यकल्पद्रुमे
गंडो भावबृहस्पतिः स्मररिपोरुद्वीक्ष्य

१५ देवालयं जीर्णं भूपतिमाह देवसदनं प्रोद्धर्तुमेतद्वचः ११ आदेशात् स्मरशासनस्य सुबृहत्प्रासादनिष्पादकं चातुर्जातकसंमतं स्थिर

१६ धियं गार्गेयवंशोद्भवं श्रीमद्भावबृहस्पतिं नरपतिः सर्वेशगंडेश्वरं चक्रे तं च सुगोत्रमण्डलतया ख्यातं धरित्रीतले १२ दत्वालंकरणं क

१७ रेण तु गले व्यालंब्य मुक्त्या प्रणम्याग्रतः उत्सार्यात्ममहत्तमं निजतमामुच्छिद्य मुद्रामदात् स्थानं भव्य

१८ पुराणपद्धतियुतं निस्तन्त्रभक्तव्ययं १३ प्रासादं यदकारयत् स्मररिपोः कैलासशैलोपमं भूपालस्तदतीव हर्षमगमत् प्रोवाच चेदं वचः श्री

१९ मद्गंडमहामतिं प्रति मया गंडत्वमेतत्तव मत्त संप्रतिपुत्रपौत्रसहितायाचंद्रतारारुणं १४ सौवर्णो सोमराजो रजतमयमथो रावणोदार

२० वीर्यः कृष्णश्रीभीमदेवो रुचिरतरमहाग्रावभी रत्नकूटं तं कालाज्जीर्णमेष क्षितिपतितिलको मेरुसंज्ञं चकार प्रासादं सप्रभावः सकल

२१ गुणनिधेर्गंडसर्वेश्वरस्य १५ पश्चाद्गुर्ज्जरमंडलक्षितिभुजासंतोषहृष्टात्मना दत्तो ब्रह्मपुरीति नामविदितो ग्रामः सवृक्षोदकः कृत्वा

२२ त्रैपुटता( म्र ) शासनविधिं श्रीमण्डलीसन्निधौ त्वत्पुत्रैस्तदनुग्रतैः स्वकुलजैः संभुज्यतां स्वेछया १६ उद्धृत्य स्थानकं यस्मात्कृतं सोमव्यवस्थयाबृहस्प

२३ तिसमो गण्डो नाभूत्न भविता परः १७ बहुकुमतिजगंडैर्द्रव्यलोभाभिभूतैर्नृपकुसचिववृंदैर्नाशितं स्थानमेतत् सपदि तु गुरुगंडेनोद्धृतं दंत

२४ कोटीस्थितधरणिवराहस्पर्द्धया लीलयैव १८ के के नैव विडंबिता नरपतेरग्रे विपक्षप्रजाः केषां नैव मुखं कृतं सुमलिनं केषां न दर्प्पो हृतः

२५ केषां नापहृतं पदं दृढतया दत्वा पदं मस्तके के वानेन विरोधिनो न बलिनाभिक्षाव्रतं ग्राहिताः १९ सुस्थामभिर्भिहिरिदं बहुभिर्यदीयैर्गाढं गुणै

२६ र्नियमितं यदि नाभविष्यत् नूनं तदंतरखिलं सुभृतं यशोभिर्ब्रह्मांडभाण्डकमणु स्फुटमस्फुटिष्यत् २० यद्रूपेक्षणवांछया शतमखो धत्ते सहस्रं

२७ दृशां यदिसीमगुणस्तुतौ कृतधियो धातुश्चतुर्वक्त्रता यन्माहात्म्यभराद्भवेति वसुधा गोत्राचलैः कीलिता यत्कीर्त्तिर्न भुवि प्रयास्यति ततो नूनं त्रिलोकीकृता

२८ २१ उद्धृत्य वृत्तयो येन सबाह्याभ्यंतरास्थिताः चातुर्जातककोकेभ्यः संप्रदत्ता यशो- र्थिना २२ स्वमर्यादां विनिर्म्माय स्थानकोद्धा

२९ रेहेतवे पंचोत्तरां पंचशतीमार्याणां योभ्यपूजयत् २३ देवस्य दक्षिणे भागे उत्तर- स्यां तथा दिशि विधाय विषमं दुर्गं प्रावर्द्धयत यः पुरं २४ गौ

३० र्यां भीमेश्वरस्याथ तथा देवकपर्द्दिनः सिद्धेश्वरादिदेवानां यो हेमकलशान् दधौ २५ नृपशालां च यश्चक्रे सरस्वत्याश्च कूपिकां महानसस्य

३१ शुद्ध्यर्थं सुस्नापनजलाय च २६ कपर्दिनः पुरोभागे सुस्तंभां पट्टशालिकां रौप्य- प्रणालं देवस्य मण्डुकासनमेवच २७ पापमोचनदेवस्य प्रासादं जी

३२ र्णमृद्धृतं तत्र त्रीन् पुरुषांश्चक्रे नद्यां सोपानमेव च २८ युग्मं येना क्रियंत बहुशो ब्राह्मणानां महागृहाः विष्णुपूजनवृत्तीनां यः प्रोद्धारमचीकरत् २९

३३ नवीननगरस्यांतः सोमनाथस्य चाध्वनि निर्मिते वापिके द्वे च तत्रैवापरचंडिका ३० गंडेनाकृतवापिकेयममला स्फारप्रमाणामृतप्रख्या स्वादुजला

३४ सहेलविलसद्युत्कारकोलाहलैः भ्राम्यद्भूरितरारघट्टघटिका मुक्तांबुधाराशतैर्या पीतं घट- योनिनापि हसतीवांभोनिधिं लक्ष्यते ३१ शशि

३५ भूषणदेवस्य चंडिकां सन्निधिस्थितां यो नवीनां पुनश्चक्रे स्वश्रेयोराशिलिप्सया ३२ सूर्याचंद्रमसोर्ग्रहे प्रतिपदं येनाश्रिताः साधवः सर्वज्ञा प

३६ रिपूजिताद्विजवरादानैः समस्तैरपि तद्वत्संचसु पर्वसु क्षितितलख्यातैश्च दानकर्मैर्येन क्ष्मा परितोषिता गुणनिधिः क( स्तत्समोन्यः पुमान् ३३ )

३७ भक्तिः स्मरद्विषि रतिः परमात्मदृष्टौ श्रद्धा श्रुतौ व्यसनिता च परोपकारे क्षांतौ मतिः सुचरितेषु कृतिश्च यस्य विश्वंभरेऽपि च नुतिः सुतरां सुखाय ३४

३८ एतस्याभवदिंदुसुंदरमुखी पत्नी प्रसिद्धान्वया गौरीवत्रिपुरद्विषो विजयिनी लक्ष्मीर्मुरा रेरिव श्रीगंगेव सरस्वतीव यमुने वेदाग्रकीर्त्या गिरा कांत्या

३९ सोढलसंभवाभुवि महादेवीति या विश्रुता ३५ लावण्यं नवचंपकोद्गतिरथो बाहुः शिरीषावली दृष्टिः क्रौंच...

४० नहासः कुंदममंदरोप्रकुसुमान्युच्चा कपोलस्थली यस्या मन्मथशिल्पिना विरचितं सर्वर्तुलक्ष्म्या वपुः ३६ ....

४१ सिद्धाश्चत्वारस्ते दशरथसमेनास्य पुत्रोपमानाः आद्यस्तेषामभवदपरादित्यनामा ततोभूद्बलावि त्य... .... .... ( अे )

४२ (न्यः ) सोमेश्वर इति कृती भास्करव्यापरोभूदेते रामादिभिरूपमिता सत्वसौभ्रात्र-
युक्ताः नि.... ....

४३ द्रवविनिहिताबाहवः श्रीमुरारेः १८ धन्या सा जननी नूनं स पिता विश्वशेखरं
यावज्जी... ...

४४ दलोपरि लुठत्पानीयबिंदूपमा लक्ष्मीः संभृतवाजिचामरमवाविद्युद्विलासस्य आ...

४५ येन गुणिना कीर्तिः परं संचिता ४० सत्वेनाथ शिबिर्दधीचिरथवा तीमाज्ञया रा
( वण )... ...

४६ युधिष्ठिरः क्षितिपतिः किं वा बहु ब्रूमहे इत्येतेऽभिधया बृहस्पतितया सर्वेपि....

४७ कुमारपालस्य भागिनेयो महाबलः ४२ प्रेमलदेव्यास्तनयो भोजः .... .... श्रीसोम

४८ नाथपूजां यच्छशांकग्रहणक्षणे कारितो गंडराजेन तेन प्रीतिमगा... ....

४९ यथाक्रमं ४६ हिरण्यतटिनीतीरे पापमोचनसन्निधौ गंडत्रि .... ....

५० ( ददो ) तस्मै माहेश्वरनृपाग्रणीः ४७ शासनीकृत्य ददता ग्राम ....

५१ ( वंशप्र ) भवैः पुत्रपौत्रकैः भोक्तव्यं प्रमदाभिश्च यावचंद्रा .... ....

५२ ( गंडगु ) णप्रशस्तिं चकार यः शीघ्रकविः सुकाव्यैः ५० .... ...

५३ ( ५१ ) लक्ष्मीधरसुतेनेयं लिखिता रुद्रसूरिणा ... ....

५४ वलभीसंवत ८५० आषा .... .... .... .... ...

ભાષાન્તર

(૧) શિવને નમસ્કાર હોજો. ભવાનીપ્રિય શંકરને તેની કોપિત સહચરીએ "તમારી જટામાં હું ગંગાની હાજરી સહન કરૂં છું તેથી ઓ શઠ! તમે તમારા કર્ણમાં તેની લીલા કરશો એ અને ક્રમે તમે તેને તમારા અંકમાં લીધી છે." એમ ઉદ્દેશ્યા ત્યારે શ્રીશંકરે કહ્યું કે નારીઓમાં શ્રેષ્ઠ! ગુરૂ ગંડની આ કીર્તિ મારી ભ્રમરનું ભૂષણ માત્ર છે તે (શંકર) તમારી રક્ષા કરો.

(૨) વિઘ્નરાજ ગણપતિ જય પામો. હું તમને નમન કરૂં છું. સંત ગંડના ગુણોની પ્રશસ્તિનું કાર્ય કરૂં ત્યાં સુધી મારો વાણી પ્રવાહ ચાલુ રહે તે માટે સરસ્વતિ મને નવોક્તિની શક્તિની પ્રસાદી આપો.

(૩) કામદેવના અંગને ભસ્મ કરનાર શંકરથી પવિત્ર થએલો, અને તેને શિર પર ધારનાર દેવની આજ્ઞાથી પોતે જ પ્રસારેલી આ પદ્ધતિ સત્યુગમાં પાર્વતી શાપથી અદૃશ્ય થએલા પશુપત મતના બુદ્ધિમાન અનુયાયીઓને આપી દેનાર શશિનો વિજય થાઓ.

(૪) જ્યારે કલિયુગનો થોડો સમય વહી ગયો ત્યારે શંકરે મંદિરને જીર્ણ હાલતમાં જોઈ નન્દીશ્વરને તેનો ઉદ્ધાર કરવા આજ્ઞા કરી.

(૫) શ્રી કાન્યકુબ્જ વિષયમાં વારાણસી નગરીમાં જે દેવતાનું, ધર્મનું અને મોક્ષનું સ્થાન હતું તે વિખ્યાત પુરીમાં દ્વિજવરના ઘરમાં શિવની આજ્ઞાથી નન્દીશ્વરે જન્મ લીધો અને પશુપતિનું વ્રત કર્યું.

(૬) તે તપનો નિધિ યાત્રાઓ માટે, નૃપોને દીક્ષા આપવા માટે અને પશુપતિનાં સ્થાનોની રક્ષા કરવા માટે નીકળ્યો.

(૭) અતિ વિદ્વાન, અખિલ જગથી પૂજિત, વિવિધ યાત્રા કરનારાઓના ઉપમાનની પદવી પ્રાપ્ત કરનાર, નકુલિશ સમાન દેહવાળો, મુનિઓથી પૂજાતો, કામદેવ સમાન, અને તેનો પોતાનો આગમ સ્પષ્ટ કરતાં એકત્ર મૂકેલાં શાસ્ત્રો સમાન, ભાવ બૃહસ્પતિ ધારાપુરી ગયો.

(૮) માલવા અને કાન્યકુબ્જ અને ઉજ્જનમાં કરેલાં તપથી, પરમારોને તેના શિષ્ય બનાવી, મઠોનું સુરક્ષણ કરીને અને તેની સાથે અતિ પ્રસન્ન થએલા જયસિંહદેવ નૃપનો ભ્રાતૃભાવ પ્રાપ્ત કરીને, ત્રિભુવનમાં ભાવબૃહસ્પતિની મતિ સર્વથી ઉજ્જવળ ભાસે છે.

(૯) આ જગમાં તેના જન્મનું કારણ શંભુએ સ્મરણ કરાવ્યાથી, પવિત્ર મનના ભાવ બૃહસ્પતિએ મંદિરનો ઉદ્ધાર કરવા વિચાર કર્યો તે દિવસે સિદ્ધરાજે અંજલિ કરીને તેને સર્વથી શ્રેષ્ઠ માન આપ્યું અને અતિશ્રદ્ધાથી તેની સેવા કરી.

(૧૦) જ્યારે તે નૃપ સ્વર્ગમાં ગયો ત્યારે અચિંત્ય મહિમાવાળો, ભલ્લદેશ અને ધાર નગરીનો સ્વામી જાંગલના ધનવાન નગરના ગજ સમાન રાજાઓનાં શિરપર તરાપ મારતો સિંહ સમાન અને પોતાના શૌર્યથી તેજસ્વી એવો કુમારપાલ રાજા ગાદી પર આવ્યો.

(૧૧) ત્રિભુવનમાં કલ્પતરૂ સમાન શ્રી કુમારપાલ રાજા રમ્ય અને વિજયી સિંહાસન પર રાજ્ય ચલાવતો ત્યારે ગંડ ભાવ બૃહસ્પતિએ શિવનું મંદિર જીર્ણ સ્થિતિમાં જોઈ તે દેવનું મંદિર ઉદ્ધરવા રાજાને કહ્યું.

(૧૨) શંકરના શાસનથી મહાન્ મંદિર બંધાવનાર, ચાર વર્ણોથી માન પામેલા, દૃઢ મનનાં, ગાર્ગેય ગોત્રમાં જન્મેલા શ્રી બૃહસ્પતિને પૃથ્વીપર ગંડેશ્વરના નામથી વિખ્યાત, ગોત્ર મંડલમાં શ્રેષ્ઠ હોઈ સર્વનો સ્વામિ કુમારપાલે બનાવ્યો.

( ૧૩ ) તેણે ( કુમારપાલે ) તેના સ્વહસ્તથી તેને અલંકાર કર્યો. તેના કંઠપર મૌક્તિક માળા મૂકી, એ ચરણને ચંદનનો લેપ કર્યો, આદરથી શિષ તેની આગળ નમાવ્યું, મમતા મૂકી તેને પોતાની મુદ્રા આપી, અને પુરાણ ધર્મનું પાલન થતું, અને નિત્ય અન્ન વહેંચાતું તે સ્થાનનું દાન કર્યું.

( ૧૪ ) કલાસ પર્વત સમાન શંકરનું દેવાલય બનેલું જોઈ નૃપે અતિ પ્રસન્ન થઈ મહામતિ-વાળા શ્રીમદ્ ગંડને આ પ્રમાણે કહ્યું.—" હું તમને ગંડનું પદ તમારા પુત્રો પૌત્રોને શશિ, તારા અને સૂર્યના અસ્તિત્વ કાળ સુધી અર્પણ કરું છું.

( ૧૫ ) સર્વનો સ્વામી અને ગુણનો નિધિ તેવા ગંડનું મંદિર સોમરાજે સુવર્ણથી બનાવ્યું; રાવણ સમાન બલવાન કૃષ્ણે રૂપાનું બનાવ્યું અને શ્રી ભીમદેવે મોટા સરસ પત્થર અને ઘણાં રત્નોથી જડિત બનાવ્યું. સમય જતાં તે જીર્ણ થવાથી તેનો ઉદ્ધાર શ્રેષ્ઠ અને મહાન વિખ્યાત નૃપથી થયો અને મેરૂ નામ અપાયું.

( ૧૬ ) અતિ પ્રસન્ન થયેલા ગુર્જર દેશના નૃપે વૃક્ષ, જળ વગેરે સહિત બ્રહ્મપુરી નામનું ગામ આખી સભા સમક્ષ ત્રાંબાના પતરા ઉપર લેખિત શાસનથી પુત્રો, પૌત્રો અને વંશજોને પ્રતિબંધ વિના ઉપભોગ માટે આપ્યું.

( ૧૭ ) બૃહસ્પતિ સમાન આ ગંડે સોમની વ્યવસ્થાથી( સહાયથી ) મંદિર પુનઃ બાંધ્યું. એથી સ્પષ્ટ થાય છે કે પૂર્વે કદિ આવો પુરૂષ થયો નથી અને ભાવિમાં થશે નહિ.

( ૧૮ ) આ મંદિરનો નાશ રાજાઓના દુષ્ટ, કુમતિ, અને લોભથી અંધ થએલા સચિવોથી થયો હતો ! તેનો ઉદ્ધાર ભૂમિને દાંતપર ધારણ કરનાર મહાન્ વરાહ ભગવાનની સ્પર્ધા કરવા હોય તેવી રીતે લીલા માત્રમાં ગુરૂ ગંડે કર્યો.

( ૧૯ ) તે પ્રતાપીથી નૃપની સમક્ષ કયા શત્રુઓ અજિત રહ્યા હતા ? કોનાં મુખ કલંક વિનાનાં રહ્યાં હતાં ? કોનો દર્પ ઉતર્યો ન હતો ? કોની સ્થિતિ તેમનાં મસ્તકો પર તેનો ચરણ મૂકીને બલથી તેણે હલાવી ન હતી ? અને કયા શત્રુઓ ભિક્ષુક થયા ન હતા ?

( ૨૦ ) આ વિશ્વનો કુંભ બાહ્ય ભાગમાં તેના સદ્ગુણોથી સારી રીતે દબાયો ન હોત તો જરૂર તે તેની અંદરના મહાન્ યશથી ફૂટી જાત.

( ૨૧ )ખરે ખર ! ઇન્દ્રે તેનું રૂપ નિહાળવા સહસ્ર ચક્ષુ ધારણ કર્યાં છે, બ્રહ્માને તેના અસંખ્ય ગુણનું ગાન કરવાના નિશ્ચયથી ચાર મુખ ધારવાં પડ્યાં છે. તેના મહિમાથી ધ્રૂજેલી પૃથ્વી પર્વતોથી સ્થાનમાં રખાઈ છે. અને પૃથ્વી ન સમાવી શકે તે યશ સમાવવા ત્રણ ભુવન સર્જેલાં ભાસે છે.

( ૨૨ ) યશની પ્રાપ્તિના અભિલાષથી તેણે ચાર વર્ણનાં ચાર બાહ્ય અને ચાર અભ્યંતર કર્મોનો ઉદ્ધાર કરીને પ્રત્યેક વર્ણને એક એક આપ્યાં.

( ૨૩ ) મર્યાદા નિર્માણ કરીને દેવાલયના યોગ્ય સ્થાનના ઉદ્ધાર માટે તેણે પાંચસો પંચા-વન ( ૫૫૫ ) સંતોની પૂજા કરી.

( ૨૪ ) મંદિરની દક્ષિણમાં અને ઉત્તરમાં મજબૂત દુર્ગ બંધાવી નગરનો વિસ્તાર કર્યો.

( ૨૫ ) ગૌરી, ભીમેશ્વર, કપર્દિ ( શિવ ), સિદ્ધેશ્વર વગેરે દેવો(નાં મંદિરો)પર તેણે સુવર્ણના કળશો મૂકયા.

( ૨૬ ) નૃપોને એકત્ર ભેગા મળવા માટે દરબાર બનાવ્યો. રસોડાં અને સ્નાન માટે શુદ્ધ જળ માટે સરસ્વતિનો વાપી બંધાવ્યો.

( ૨૭ ) શંકરના મંદિરના અગ્ર સ્થાનમાં સુંદર સ્તંભના આધારવાળો એક ઓરડો બનાવ્યો અને રૂપાના જલમાર્ગવાળું મંડૂકના આકારનું શિવનું આસન બનાવ્યું.

( ૨૮ ) પાપમોચન દેવના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો, [1]માણસની ત્રણ પ્રતિમા કરી અને નદીમાં પગથીઆં બંધાવ્યાં.

( ૨૯ ) દ્વિજો માટે વિશાળ ગૃહો બંધાવ્યાં અને વિષ્ણુની પૂજાને સહાય કરી.

( ૩૦ ) સોમનાથના માર્ગ ઉપર નવા નગરમાં બે વાપી કરાવ્યા અને અપર ચંડિકાની ત્યાં સ્થાપના કરી.

( ૩૧ ) ગંડથી કરાવેલી આ વાપી વિસ્તારવાળી છે અને તેનું જળ મધુર છે અને અમૃત કહેવાય છે. આ વાપી જે રમ્ય તરંગોનો ધ્વનિ કરે છે અને જેના જળનું પાન અનેક પીતળની ડોલથી થાય છે તે ઘટમાંથી પ્રકટેલા અગસ્ત્ય રૂષિથી પાન થએલા જળવાળા સાગરને હાસ્ય કરતો ભાસે છે.

( ૩૨ ) તે શ્રેય પ્રાપ્ત કરવાનો અભિલાષી હતો. તેણે ઇન્દુથી ભૂષિત શિવ ભગવાનની સમીપમાં પુનઃ નવી ચંડિકા કરી.

( ૩૩ ) સૂર્ય અને ચંદ્રના ગ્રહણના દિને તેની પાસે આવતા વિદ્વાન અને ગુણી દ્વિજોને સર્વ દાન આપી પૂજા કરનાર, અને ભૂતલ ઉપર વિખ્યાત પાંચ પર્વમાં નિયમિત દાન કરીને ભૂમિને પ્રસન્ન કરનાર આ ગુણનિધિની સ્પર્ધા કોણ કરી શકે?

( ૩૪ ) તે કામદેવના રિપુ( શંકર )ની ભક્તિમાં પરાયણ છે, બ્રહ્મના જ્ઞાનમાં આનંદ લે છે, શ્રુતિમાં શ્રદ્ધાવાળો છે, દાનનો શોખી છે, ક્ષમાવાળી મતિનો છે, સુચરિતવાળો છે, અને શાશ્વત શ્રેય માટે શંકરની આરાધના કરે છે.

( ૩૫ ) તેની પત્ની પૃથ્વીપર મહાદેવી નામથી વિખ્યાત, ઇન્દુ સમાન રમ્ય મુખવાળી, વિખ્યાત કુળની, ત્રિપુર દૈત્યના શત્રુ શંકરને પાર્વતી સમાન, વિષ્ણુને શ્રીલક્ષ્મી સમાન, સોઢલના સંભવની; યશ વાણી અને સૌંદર્યમાં ગંગા, સરસ્વતિ અને યમુનાને અનુક્રમે સમાન હતી.

( ૩૬ ) તેનું લાવણ્ય ચંપાના પુષ્પ જેવું હતું. કામમાં રથ સમાન તેના કર હતા, નયન શિરિષ કુસુમની શ્રેણી સમાન હતાં ... ... તેનું હાસ્ય મોગરાનું ફૂલ સરખું હતું, તેનાં કપોળપૂર્ણ વિકસેલાં લોધ્ર કુસુમ સમાન હતાં તેથી એમ દેખાતું કે કામદેવ શિલ્પિએ સર્વ ઋતુના સૌંદર્યવાળું તેનું અંગ બનાવ્યું હતું.

( ૩૭–૩૮ ) તે દશરથ સમાન હતો ... ... તેને દશરથના ચાર પુત્રો સમાન આ ચાર સિદ્ધો પુત્રો તરીકે હતા. તેમાંનો પ્રથમ અપરાદિત્ય, બીજો ( તેનાથી ) રત્નાદિત્ય ... ત્રીજો સર્વ નિપુણ સોમેશ્વર, અને ચોથો ભાસ્કર કહેવાતો હતો. તેઓ રામ માફક પરસ્પર પરાયણ અને સત્ય હતા. ... ...રસમાં ડૂબી ગયેલા વિષ્ણુ શ્રી મુરારિના કરો ... ... ...

( ૩૯–૪૦ ) ખરેખર ધન્ય છે વિશ્વ શિખર સમાન તેનાં માતા પિતાને; જીવનના અંત સુધી તે અને ... ... ... અને અશ્વો, ચૌરિઓ અને ગજોના સમાવેશવાળી લક્ષ્મી પર્ણ ઉપર ગબડતા જલબિંદુ સમાન છે ... ... ... વિદ્યુતના ચમકારાનો ... ... ... ... તે જે ગુણિ હતો તેણે મહા યશ પ્રાપ્ત કર્યો.

( ૪૧–૪૨ ) ભલાઈમાં શિબિ નૃપ અથવા દધિચિ ઋષિ તે હતો તીવ્ર આજ્ઞા દેવામાં રાવણ સરખો હતો ... ... યુધિષ્ઠિર સમાન હતો ... ... આપણે વધારે શું કહી શકીએ? તે બૃહસ્પતિ સમાન હતો. તેઓ સર્વે ... ... કુમારપાલની બ્હેનનો પુત્ર, મહાબલ.

---

[1] ત્રણ માણસોની ઉંચાઈ સરખી એમ આનો અર્થ હોઈ શકે ?

( ૪૩-૪૫ ) પ્રેમલ્લદેવીનો પુત્ર ભોજ ... ... ચંદ્રગ્રહણના સમયે સોમનાથની પૂજા ગંડરાજે કરી તેથી તે અતિ પ્રસન્ન થયો ... ... ... અનુક્રમે.

( ૪૬-૪૭ ) ગંડ ... ... હિરણ્યા નદીના તટપર પાપમોચન સમીપમાં ... ... ... જે સર્વ મહાન માહેશ્વર નૃપોમાં અગ્ર હતો. તેને અર્પ્યું.

( ૪૮-૫૦ ) શાસનથી દાનપત્ર વડે એક ગામ આપ્યું ... ... પુત્રો, પૌત્રો અને વંશમાં જન્મેલી પ્રમદાના સૂર્ય, ચંદ્રના અસ્તિત્વ કાળસુધી ઉપભોગ માટે ... ... શીઘ્ર કવિએ ગંડના ગુણોની આ પ્રશસ્તિ રચી છે.

( ૫૧ ) ... ... ... લક્ષ્મીધરના પુત્ર રૂપસુરિએ આ લખ્યું ... ... ... વલ્લભી સંવત ૮૫૦ અષા( ઢ ) ... ... ... ...

નં૦ ૧૫૧

# ગ્વાલિયરમાં ઉદયપૂરના ત્રણ લેખો[1]

## સી[2]-અજયપાલદેવનો શિલાલેખ

( વિક્રમ ) સંવત્ ૧૨૨૯

આ લેખ ડૉ. એફ્. ઈ. હોલને ઉદયાદિત્યના ભવ્ય શિવમંદિરમાં મળ્યો હતો. તેણે જ. બૉ. એ. સો. વો. ૩૧ પા. ૧૨૫ માં તે પ્રથમ પ્રસિદ્ધ કર્યો હતો. ડૉ. હોલના કહેવા મુજબ તે એક મૂળ સ્થાનમાંથી ઉખેડેલા જાડા પત્થરના ટુકડા ઉપર લખેલો છે. તે પત્થરનો નીચેનો ભાગ ભાંગેલો અગર નુકશાન પામેલો છે. તેથી લેખની ૨૨ મી પંક્તિ, જે છેવટની જણાય છે, તે લગભગ આખી જ નાશ પામી છે, અને ૨૧ મી પંક્તિના થોડાક છેવટના અક્ષરો પણ નાશ પામ્યા છે. તે સિવાય બાકીનો લેખ સુરક્ષિત છે. ફક્ત આઠમી પંક્તિના બે અક્ષરો અને ૧૨ મી અને ૨૧ મી પંક્તિમાં દરેકમાં એક એક અક્ષર સિવાય લેખમાં કોઈ પણ સ્થળે વાસ્તવિક પાઠ વિષે શંકા રહેતી નથી.

જેટલું લખાણ અસ્તિત્વમાં છે તેટલું ૧'૧" પોહોળી અને ૧'૧૧⅜" ઉંચી જગ્યાનું રોકાણ કરે છે. અક્ષરોનું કદ ⅜" અને ⅝" વચ્ચે છે. લિપિ નાગરી અને ભાષા સંસ્કૃત છે, અને ૧૪–૧૯ પંક્તિમાં આશીર્વાદ તથા શાપના ત્રણ શ્લોકો સિવાય લેખ ગદ્યમાં છે, શુદ્ધ જોડણી વિષે કંઈ કહેવાનું રહેતું નથી. અને વ્યાકરણ વિષે એટલું જ કહેવું બસ છે કે, ' ग्राम ' શબ્દ બધે નાન્યતર જાતિમાં વાપર્યો છે.

લેખમાં, ' ॐ, ॐ नमः शिवाय ' શબ્દો તથા નીચે ચર્ચેલી તારીખ, પછી અણહિલ પાટકના (ચૌલુક્ય) રાજા અજયપાલદેવના રાજ્યનું તથા તેના તે સમયના મુખ્ય મંત્રિ[3] સોમેશ્વરનું નિવેદન છે. તે સમયે, રાજાએ પોતાના બળ વડે[4] મેળવેલા ભેલ્લસ્વામી મહાદ્વાદશક મંડલ એટલે ભૈલ્લ સ્વામિ નામના બારના મોટા જુથમાં આવેલા ઉદયપૂરમાં સત્તા ચલાવવા રાજાએ નિમેલા[5] શ્રી લૂણુપસાકએ, 'યુગાદિ' જે અક્ષય–તૃતીયાને દિવસે આવે છે, તે પ્રસંગે ઉમરથા નામનું ગામ આપ્યું હતું. આ ગામ ભૃંગારિકા–ચતુઃષષ્ઠિ નામના પથક, એટલે " ભૃંગારિકા નામના ચોસઠ ગામના સમૂહમાં આવ્યું હતું. તે ઉદયપૂરમાં ભગવાન વૈદ્યનાથ( શિવ )ને આપ્યું હતું. ગુહિલૌધ ( ? ) વંશના રાજપુત્ર શ્રી વીલ્હણદેવના પુત્ર સદ્ગત શ્રી સોલણદેવરાજનાં શ્રેયાભિવૃદ્ધિ માટે તે આપ્યું હતું. ઉમરથાની સીમાઃ—પૂર્વે નાહુગામ; દક્ષિણે વહિઠાઉ ( ઠા ) ગામ; પશ્ચિમે દેઉલી ગામ; અને ઉત્તરે લખણાપદ્રા ગામ. ૧૪–૧૯ મી પંક્તિઓમાં ત્રણ આશીર્વાદના અને શાપના શ્લોકો તથા ઉપરનું દાન ચાલુ રાખવાની સૂચના આપેલાં છે. ૨૦–૨૧ મી પંક્તિઓમાં કહ્યું છે કે, આ દાન પરમ નૈષ્ઠિક, પૂજ્ય અને પવિત્ર નીલકંઠ સ્વામિએ (उपार्जितम् ; " ભગવાનને બદલે; " હું અર્થ કરૂં છું) લીધું હતું. છેલ્લી પંક્તિમાં આ દાનમાં દખલગિરિ કરનાર ને કંઈ શાપ દીધો હોય એમ જણાય છે.

---

૧ ઈ. એ. વો. ૧૮ પા. ૩૪૪ પ્રો. કિલ્હૉર્ન. ૨ 'સી' લેખની ચર્ચા માટે જુઓ 'એ' લેખ સાથે જોડેલું ચર્ચાપત્ર-' ગ્વાલિયરમાં ઉદયપૂરના ત્રણ લેખો ઈ. એ. વો. ૧૮ પા. ૩૪૧· ૩ આંહિ વાપરેલો પારિભાષિક શબ્દ नियुक्तक છે. જે પ્રો. ભાંડારકરના ૧૮૮૨–૮૩ ના રીપોર્ટ પા. ૨૨૩ પં ૨૧ માં ફરી વાર આવે છે અને જેને બદલે પ્રો. પીટરસનના ૧૮૮૪–૮૬ ના રીપોર્ટમાં निरूपितदण्ड આપણે વાંચીએ છીએ. સરખાવો नियुक्तमहासाधनिक–લેખ 'એ' પંક્તિ ૮ મી ૪ ઉદયપૂર પહેલેથી જ અજયપાલના પૂર્વજોને કબજે હતું એમ ધારીએ તો ઉપરના લખાણુ અક્ષરશઃ લાગુ જ થઈ શકાય. ૫ જુઓ આગળું પાનું.

જયસિંહ અને કુમારપાલદેવનાં અણહિલવાડ રાજ્યમાં ઉદયપૂર પ્રથમથી જ આવ્યું હતું, એ આગળના લેખ ઉપરથી આપણે જાણતા હોવાથી આ લેખનું ઐતિહાસિક મહત્ત્વ એટલું જ છે કે, તેઓના પછી ગાદીએ આવનાર અજયપાલદેવની સાબીત થઈ શકે તેવી તારીખ, આપી છે.

આ લેખની તારીક, ૧ લી પંક્તિમાં, આંકડાઓમાં જ "સંવત ૧૨૨૯ માં, વૈશાખ શુકલ પક્ષ ૩ ને સોમવારે" આપી છે. અને ૭ મી પંકિત પ્રમાણે, જે દાન લેખમાં આપ્યું છે તે અક્ષય તૃતીયાને દિવસે 'યુગાદિ'ના પ્રસંગ ઉપર એક સદ્‌ગત પુરુષ( કદાચ દાતાના પિતામહ)ના શ્રેય માટે અપાયું હતું.

એટલે અજયપાલદેવના રાજ્યની ભરોસાપાત્ર મળેલી ત્રીજી તારીખ, સોમવાર, તા. ૧૬ મી. એપ્રિલ, ઇ. સ. ૧૧૭૩, દેશી દક્ષિણનાં પુરાં થયેલા વર્ષ ૧૨૨૯ અથવા દક્ષિણનાં ચાલુ વર્ષ ૧૨૩૦ ના વૈશાખ શુદિ ૨, છે. અને તેણે પૌષ સુદિ ૧૨ ને દિવસે રાજ્ય શરુ કરી ત્રણ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું એવી ચાલુ કથા જો સત્ય હોય, તો અજયપાલનો રાજ્યારોહણનો દિવસ ૨૮ મી ડિસેંબર ઈ. સ. ૧૧૭૨ નો=વિક્રમ ૧૨૨૯ પુરાં થએલા અથવા ૧૨૩૦ ચાલુના પૌષ સુદિ ૧૨ નો હોવો જોઈએ.

દાન આપનાર શ્રી લૂણપસાક એ સંસ્કૃત "लवणप्रसाद"નાં પ્રાકૃત રૂપ "लोणपसाय"નો અપભ્રંશ છે એ ચોખ્ખું છે. આજ નામનું બીજું રૂપ "लूणपसाज" છે. તે, અગાઉ પ્રસિદ્ધ કરેલાં વો. ૬ પા. ૨૧૦ માં વિક્રમ સંવત ૧૩૧૭ નાં તામ્રપત્ર દાનની ૧૩ મી પંક્તિમાં આવે છે. ત્યાં લૂણપસાજદેવનું વર્ણન 'રાણક' તથા તે લેખમાં આપેલાં દાનના દાતાના દાદા તરીકે કરેલું છે. અને, જો કે પિતામહ અને પૌત્ર વચ્ચેનો ૮૮ વર્ષનો સમય જરા લાંબો લાગે તો પણ તે આપણા દાનનો લૂણપસાક હોય એ હું અસંભવિત માનતો નથી.

આ લેખમાં બતાવેલાં સ્થળોમાં, ભૈલ્લસ્વામિન એ ઉદયપૂરની દક્ષિણે ૩૪ માઇલ ઉપર બેટવા નદીના પૂર્વ કાંઠા ઉપરનું હાલનું ભેલ્સા શહેર હોવાનું ચોક્કસ થઈ ચૂક્યું છે. બીજાં ગામો તથા ભૃંગારિકા, જે 'બી' લેખમાં પણ આપ્યું છે, તેઓ હજી ઓળખાયાં નથી.

* પ્રો. બ્યુલ્હર મને જણાવે છે કે 'વિચારશ્રેણી પ્રમાણે અજયપાલનો પૂર્વજ કુમારપાલ વિક્રમ સંવત ૧૨૨૯ પૌષ સુદ ૧૧ ને રોજ ગુજરી ગયો; અન્ય પ્રબંધો પ્રમાણે તે તારીખ વિક્રમ સવત ૧૨૩૦, પાષ સુદ ૧૨ હતી મી. કાથવટે કીર્તિકૌમુદીની પ્રસ્તાવનામાં પા. ૧૩ માં '૧૨૩૨' દ્વાદશી- ફાલ્ગુન સુદિ 'એમ ઉતારો કરે છે, જે રાજ્યારોહણની તારીખ ખોટી જ હોવી જોઈએ. અને જે તેના મૃત્યુની ચાલતી આવેલી તિથિ કદાચ હશે. ધર્મસાગરના પ્રવચન પરીક્ષા 'માં—ततः१२१० अजयपालराज्यं वर्ष ३ એ પ્રમાણે છે. જુઓ, પ્રો. ભાંડારકરનો ૧૮૮૩-૮૪નો રીપોર્ટ પાનું ૪૫૭ × જ. બો, એસ. સો, વો, ૩૧ પા, ૧૧૧ અને ૧૨૭

## अक्षरान्तर[1]

१ ॐ ॥ ॐ नमः शिवाय ॥ संवत् १२२९ वर्षे ।[3] वैशाख सुदि ३[4] सोमे ॥ अद्येह श्री[ ी ]-

२ मदणहिल[ पा ]टके समस्तराजावलीविराजितमहारा[ जा ]धिराजपरमेश्वर-

३ परममाहेश्वरश्रीअजय[ पा ]लदेवकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीवी[ वि ]म-

४ हामात्य श्रीसोमेश्वर श्रीश्रीकरणादौ समस्तमुद्राव्यापारान् परिपंथयतीं-

५ त्येवं काले प्रवर्त्तमाने निजप्रतापोपार्जित श्रीभाइलस्वामिमहाद्वादशक[ मं ]-

६ डलप्रभुज्यमाने[7] अद्येह श्रीउदयपुरे तेनैव प्रभुणा नियुक्तदंडश्रीलूणप-

७ साकेन धौतवाससी परिधा[य] परमधार्म्मिकेण[ भू ]त्वा अक्षयतृतीयायुगादि-

८ पर्व्वणि [ मु ]हिलै[ न्घ् ? ] आन्वये राजपुत्र श्रीवीरहणदेवपुत्र परमलो-कांतस्तिरा-

९ जश्रीसोलणदेव श्रेयसे अत्रत्यदेव श्रीवैद्यनाथाय भृंगारिकाचतुःषष्ठि [ ष्टि ]-

१० पथके पंचोपचारपूजानिमित्तं सवृक्षमालाकुलं तृण[ ज ]लाशयोपेतं

११ चतुराघाटसमन्वितं उवरथा ग्रामं शासनेन प्रदत्तं ॥ आघाटा [ य ]था ।

१२ अस्य ग्रामस्य पूर्व्वतो नाहग्रामं दक्षिणतो वहिडाउ[ ठा ] ग्रामं पश्चिमता

१३ देउली ग्रामं उत्तरतो लखगौडा ग्राममेवं हि चतुःकंकटे वि[ शु ]द्धं ग्रा-[ मं ] [ ॥* ]

१४ व[ ब ]हुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमिस्[ त ]-

---

१ ्छापगा ઉ રથા ૨ ચિહ્નરૂપે દર્શાવેલ છે. ૩ આ વિરામચિહ્નની કાંઇ જરૂર નથી. અસલમાં ભૂંસી નાંખવામાં આવ્યું છે. ૪ સંખ્યા ૩ માટેનો આંકડો નછાપગમાં તદ્દન સ્પષ્ટ છે; પરંતુ તેની પહેલાં વિરામચિહ્ન જેના એક સીધી લીટી છે જે અક્ષરોનાં માથાં ઉપર લંબાવી છે અને ૩ ના આંકડા પછી અને તેને થોડું ઢાંકી દેતું વિસર્ગનું ચિહ્ન છે. ૫ અસલ प, ફેરફાર पा ६ હું આનો અર્થ નીચે પ્રમાણે કરું છું:—भाइलस्वामिमहाद्वादशकमण्डले ( लाणपसाकेन ) प्रभुज्यमाने श्री उदयपुरे—એટલે ભાઇલ્લ સ્વામિ દ્વાદશ મંડલમાં આવેલું અને લાણુપસ કથી ઉપભોગ કરાતું શ્રી ઉદયપુરમાં '— ૭ કૌંસમાં બતાવેલ વ્યંજન 'न्घ' જ છે તે હું ખાત્રીથી કહી શકતો નથી; પરંતુ 'आ' સ્વરની નિશાની જે રીતે વ્યંજન સાથે જોડેલી છે તે ઉપરથી એમ જણાય છે કે અક્ષરની અંદર 'घ' વ્યંજન ચોક્કસ પણે રહેલો છે. ८ ग्राम શબ્દ નપુંસકલિંગમાં આદિ તથા નીચે વાપરેલો છે ९ अस्य ग्रामस्याघाटा यथा पूर्व्वतो એમ વાંચનની ધારણા રાખી શકાય. १० વાંચો चतुष्कंकट ११ છંદ શ્લોક અનુષ્ટુભ. १२ છંદ શાર્દૂલવિક્રીડિત— આ શ્લોક માટે જુઓ હૉલ–જ. એ. એસ. સો. વો. ૩૦ પા. ૨૦૩ અને ભાંડા૨.૨–સો. સી. પા. ૨૨૫. આપણાં અક્ષરાન્તરમાં ત્રીજા પાદને અંત यावद्भवा भूपतिः નો કાંઇ અર્થ થતો નથી. ભાંડારકર यावद् भवान् भूपते વાંચે છે. જ્યારે હૉલ यावन्त एवा भवन् વાંચે છે

છે. ૭૧

१५ स्थ तस्य तदा फलं ॥ च ॥ स्वदत्तां परादत्तां वा यो हरेत वसुंधरां । षष्ठि[ ष्टि ]व

१६ र्षसहस्राणि अमेध्ये जायते कृमिः ॥ च ॥ मांधाता सुमहीपतिः कृतयु-

१७ गेऽलंकारभूतो गतः सेतुर्येन महोदधौ विरचितः क्वासौ ड[ द ]शास्यां-

१८ तकृत् । अन्ये चापि युधिष्ठिरप्रभृतयो यावद्भ[ व् ]आ भूपतिर्नैकेनापि-

१९ समं गता क[ व ]सुमती मन्ये त्वया यास्यति ॥ च ॥ इत्यादि परिभाव्य

२० शासनमिदं पालनीयम् ॥ च ॥ परमनैष्ठिक महाभट्टारक श्री[ नू ]ई-

२१ लकंठ[ स्व् ]आमिना [ उ ]पार्जितमिदं ॥ च ॥ यहः कश्चिदत्र .... .... रक्षो भवति ते-

२२ ... .... .... ... ... ... ... ... ... ...

---

१ આહિ આશરે પાંચ અક્ષરો બિલકુલ અવાચ્ય છે અને તદ્દન નાશ પામ્યા છે.
૨ આ પંક્તિમાનું લખાણ સદંતર નાશ પામ્યું છે. અને ફક્ત થોડાએક અક્ષરનાં માથાં રઝિયગમાં નજરે પડે છે.

નં૦ ૧૫૭

# અજયપાલનાં તામ્રપત્રો*

### વિ. સ. ૧૨૩૧ કા. સુ. ૧૧

આ પતરાં એપ્રિલ ૧૮૮૩ માં મુંબઈ સેક્રેટેરીએટમાંથી જોવા મળ્યાં હતાં તે ઉપરથી આંહી પ્રસિદ્ધ કરવામાં આવે છે. તે ક્યાંથી મળ્યાં અને કેની માલિકીનાં છે તે માલુમ નથી.

પતરાં બે છે અને અંદરની બાજુએ કોતરાયાં છે. તેનું માપ ૧૪$\frac{૧}{૪}$ઇંચ×૯$\frac{૫}{૮}$ ઇંચ છે. કોરો વાળેલી છે અને તેથી લખાણ સુરક્ષિત અને સ્પષ્ટ છે. પહેલા પતરાની નીચેની બાજુએ અને બીજા પતરાની ઉપરની બાજુએ બે કડી માટે કાણાં છે પણ એક જ કડી હયાત છે, જે $\frac{૧}{૪}$ઇંચ જાડી અને ૨$\frac{૩}{૪}$ વ્યાસવાળી છે. સીલનું નામનિશાન નથી. બીજા પતરામાં ડાબી બાજુએ લખાણની અંતે સૂર્ય, ચંદ્ર અને બેઠેલા દેવનાં ચિત્ર છે. દેવને ચાર હાથ અને ચાર માથાં છે અને કમળ ઉપર બેઠેલા છે તેથી બ્રહ્મા હશે એમ અનુમાન થાય છે. પતરાંનું વજન ૧૦ પા. ૧ આઉંસ છે અને કડીનું ૩ આઉંસ છે. લિપિ લેખના સમય અને સ્થળમાં ચાલતી નાગરી છે. પતરાં જાડાં છે અને કોતરકામ સારી રીતે કરવામાં આવેલ છે. ભાષા સંસ્કૃત છે; પ્રસ્તાવના તેમ જ અંતના શ્લોકો સિવાય લેખનો બધો ભાગ ગદ્યમાં છે.

લેખ ચાલુક્ય રાજા અજયપાલના રાજ્યને લગતો છે, પણ દાન આપનાર ચાહુમાન ચાહુયાન વંશના મહામંડલેશ્વર વૈજલ્લદેવનું નામ પંક્તિ ૧૭ માં આપેલ છે. તે નર્મદાના કાંઠા ઉપરના પ્રદેશનો રાજા હતો અને બ્રાહ્મણ પાટકમાંથી દાન આપવામાં આવ્યું હતું. દાનમાં એક સત્રાગારને બ્રાહ્મણોને ભોજન માટે ગામ આપવામાં આવેલ છે.

લેખમાં સ્થળોનાં નામ નીચે મુજબ છે. અજયપાલની રાજધાની અણહિલપાટક, વૈજલદેવનું ગામ બ્રાહ્મણપાટક, દાનમાં અપાએલું ગામ આલવિડગામ્વ જે પૂર્ણ પથકમાંના માખુલ ગામ નજીક આવેલું હતું તે અને ખંડોહક ગામ જેમાં સત્રાગાર આવેલું હતું. અણહિલપાટક વિ. સ. ૮૦૨ માં સ્થપાયું હતું અને અત્યારે પાટણ નામે પ્રસિદ્ધ છે. બીજાં સ્થળો ઓળખી શકાયાં નથી.

લેખમાં બે તિથિઓ આપેલી છે. પં. ૧૧ માં વિ. સ. ૧૨૩૧ કા. સુ. ૧૧ સોમવાર આપેલ છે તે દિવસે દાન આપેલ હોવું જોઈએ. પંક્તિ ૩૧ માં ઘણું કરીને દાનપત્ર લખાયાની તારીખ વિ. સ. ૧૨૩૧ કા. સુ. ૧૩ બુધવાર આપેલ છે. આ સંવત બરોબર ઇસ્વી સન ૧૧૭૩–૭૪ થાય છે. પ્રો. કે. એલ. છત્રેનાં પત્રક અનુસાર કાર્તિક સુ. ૧૧ ને ૧૩ ને દિવસે સોમવાર અને બુધવારે સં. ૧૨૩૧ કે ૧૨૩૨ માં આવતા નથી, પણ ૧૧૩૩ માં આવે છે તેથી સાલમાં ભૂલ થએલી લાગે છે અને ૧૧૩૨ ને બદલે ૧૧૩૧ ગત વર્ષ લખાયું લાગે છે. તામ્રપત્ર બનાવટી માનવાનું કાંઈ સબળ કારણ નથી તેથી ભૂલ થઈ હશે એમ જ માનવું જોઇએ મી. એ. બી. દીક્ષિત તેમ જ પ્રોફેસર કીલ્હોર્ન પણ તે જ મતના છે.

* ઈ. એ. વો. ૧૮ પા. ૮૦ જે. એફ. ફલીટ.

अक्षरान्तर

१ ॐ[1] स्वस्ति ॥ जयोभ्युदयश्च ॥ जैयति व्योमकेशोसौ यः सर्गाय वि[ बि ]भर्त्ति तां । ऐंदवीं शिरसा लेखां जगद्वीजांकुरा-
२ कृतिम् ॥ तन्वंतु वः स्मराराते: कल्याणमनिशं जटाः । कल्पांतसमयोद्दामताडि-दवलयपिंगल[ ।* ]: ॥ श्रीवा ( व्रा )ह्मणपाटकात् [ ।* ]श्री अ-
३ णहिलपाटकाधिष्ठित समस्तराजावलीविराजितमहाराजाधिराजपरमेस्व[ श्व ]र-परमभट्टारकवर्व्वरकजिष्णु श्रीजयसिंहदेव-
४ पादानुध्यात उमापतिवरलब्ध[ ब्ध ]प्रसाद प्रौढप्रतापनिजभुजविक्रमरणाङ्गणवि-निर्ज्जितशाकंभरीभूपाल परमभट्टा-
५ रकमहाराजाधिराजपरमेश्वर श्रीकुमारपालदेवपादानुध्यातपरमभट्टारक महाराजा-धिराजपरमेश्वरं श्री
६ मेंदजयपालदेवकल्याणविजयराज्ये [ । * ] तत्पादपद्मोपजीविनि महामात्यश्री-सोमेश्वरे श्री श्रीकरणादौ समस्तमुद्रा-
७ व्यापारान्परिपंथयति सतीत्येतस्मिन्काले प्रवर्त्तमाने [ ।* ] समधिगतपंचमहाश-व्दा[ ब्दा ]लंकारोपेतसमस्तप्रक्रियाविराजमान महा-
८ मंडलेश्वर श्रीवैजल्लदेवः श्रीमदजयपालदेवेन प्रसादीकृत्य नर्म्मदातटमण्डलमनुशा-सन् विजयोदयी ॥ पूर्ण्ण पथकप्र-
९ तिव [ ब ]द्धपाखुलगाम्बग्रामद्विचत्वारिंशत् ग्रामाणां मध्यात् आलविडगाम्ब ग्रामे समस्तदंडनायकदेशठक्[ क् ]टराधिष्ठानककर-
१० णपुरषशय्यापालभट्टपुत्रप्रभृतिनियुक्तराजपुरुषान् व्रा[ ब्रा ]ह्मणोत्तरान् प्रतिनिवा-सि विशधिकपट्टाकिलजनपदादींश्च
११ वो( बो )धयत्यस्तु वः संविदितं यथा ॥ अस्माभिः श्रीव्रा( ब्रा )ह्मणपाटक-स्थितै( :* ) नृपविक्रमकालादर्व्वाकेकत्रिंशदधिकद्वादशश-
१२ तसंवत्सरांतर्वर्त्तिनि कार्त्तिके मासि शुक्लपक्षे एकादश्यां सोमदिने उपोष्य कार्त्ति-कोध्यापनपर्व्वणि चराचरगुरुं भगवं-
१३ तं भवानीपतिं पुरुषोत्तमं च लक्ष्मीपतिं समभ्यर्च्य संसारस्यासारतां परिज्ञाय नलिनीगतजललवतरलतरं जीवि-

---

१ અસલ પતરાં ઉપરથી ૨ ચિહ્નરૂપ દર્શાવેલ છે. ૩ છંદ શ્લોક અનુષ્ટુભ્ ૪ આ રાજકુટુંબનાં અન્ય દાનપત્રોમાં જણાવ્યા મુજબ, વાંચો महाराजाधिराज परमेश्वरपरममाहेश्वर. ( દાખલા તરીકે જુઓ ઇ. એ. વો. ૬ પા. ૧૯૪ નં ૩ પં. ૮ ) ૫ રારથી શરૂ થતા નામ પહેલાં श्री ને બદલે श्रीमत् નો ઉપયોગ બરાબર કર્યો છે. પરંતુ વિક્રમ સંવત્ ૧૨૮૦( ઇ. એ. વો. ૬ પા. ૧૯૫ પં ૧૩ )માં તેમજ આ દાનપત્રની પંક્તિ ૨ જીના અંતમાં श्री શબ્દ વાપરેલો છે પણ તેની પછી સંધિ કરવાને બદલે એક આડો લીટો મૂક્યો છે. ૬ વાંચો द्विचत्वारिंशद्ग्रामाणां

१४ तमाकलय्य मदविवासी[ शी ]कृतकरिकर्ण्णतालतरलां श्रीयमनुचि[ -* ]त्य च ॥ तथा हि [ ।* ]वाताभ्रविभ्रममिदं वसुधाधिपत्यमातापे-

१५ मात्रमधुरो विषयोपभोगं[ : ] प्राणास्तृणाग्रजल विन्दुसमा नराणां धर्म्माः सखा परमहो परलोकयाने ॥ अपि च [ ।* ]भ्र-

१६ मत्संसारचक्राग्रधाराधारामिमां श्रियं प्राप्य ये न ददुस्तेषां पश्चात[ त् × ]आपः परं फलं ॥ इति जगतो विनश्वरं स्वरूपमाक-

१७ लय्य दृष्टादृष्टफलमंगीकृत्य च मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये चाहुयाणान्व-ये[ न* ] महामंडले-

पतरुं बीजुं

१८ श्वर श्री जल्हदेवेन खंडोहके दक्षिणदिग्विभागे अपूर्व्वपंचाशत् ब्रा[ ब्रा ]ह्मणानां भोजन[ ।* ]र्थं उपरिलिखित आल-

१९ विडग्रामग्रामः सवृक्षमालाकुलश्चतुः कंकटविशुद्धः सन्याकरनिधिनिक्षेपस-हित[ :* ] तलभेद्याघाणकमलक-

२० वुंघकदंडदोषप्रासादाय[ :* ]अभिनवमार्ग्गणकप्रभृतिसर्व्वादायरुपेतः सर्व्वाभ्यन्त-रसिद्धा देव ब्रा[ ब्रा ]ह्मणभुक्तिवर्ज्जं

२१ आचंद्रार्क्कयावच्छासनं कृत्य खंडोहकेत्यशत्रागाराथं उदकपूर्व्वकत्वेन प्रदत्ताः । [ ॥ ]तदस्मिन् ग्रामे समुत्पद्यमानभा-

२२ गभोगकरहिरण्यादिकमाज्ञाश्रवणविधेयैर्भूत्वा भवद्भिरस्मै समुपनेतव्यं । सामान्यं चैतत्पुण्यफलं वु[ बु ]द्धा अस्मद्वंश-

२३ जैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्म्मा[ र्म्म ]दायोयमनुमंतव्यः । पालनीयश्च । [ ॥ ]उक्तं च ॥ बहुभिर्व्वसुधा भुक्ताराजभिः स

२४ गरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं । [ ॥ ] येनीह दत्ता-नि पुरा नरेन्द्रैर्दानानि धर्म्मार्थयशस्कराणि । निर्म्माल्यवां-

२५ ति[ त ]प्रतिमानि तानि को नाम साधु[ :* ] पुनराददीत । [ ॥ ]अस्य कुल-क्रममुदारमुदाहरद्भिरन्यैश्च दाम[ न ]मिदमप्यनुमोदनीयम् । लक्ष्म्या-

२६ स्तडिद्वलयबुद्बुदचंचलाया एवं फलं परयशः परिपालनं च ॥ सर्व्वानेतान् भाविनः पार्थिवेन्द्रान् भूयो भूयो

१ छंदः वसंततिलका २ वांचो अपाता ३ छंदः श्लोक अनुष्टुभ् ४ वांचो क्ष्माम् ५ पंक्ति ११ मीमां अस्माभिः वापर्या पछी आ तृतिया विभक्ति एक वचननी जरूर काइ रहेती नथी. ६ वांचो पंचाशद्—ब्रा (ब्रा)ह्मणानां ७ वांचो सत्रागाराय ८ छंद श्लोक अनुष्टुभ् ९ छंद इन्द्रवजा १० छंद वसंततिलका आहि छंदोभंग छे; तेथी आपणे अस्य ने बदले एषाम् नो सुधारो करवो जोइए. ११ छंद शालिनी

२७ याच्यते रामभद्रः । सामान्योयं धर्म्मसेतुर्नृपाणां कालेकाले पालनीयो भवद्भिः । [ ॥ ]स्वदत्तां परदत्तां वा यो हरेत

२८ वसुंधरां षष्टिवर्षसहस्राणि विष्टायां जयते कृमिः । [ ॥ ] इहे हि जलदलीलाचं-चले जीवलोके तृणलवल-

२९ घुसार सर्व्वसंसारसौख्ये । अपहरतु दुराशः शासनं देवतानां नरकगहनगर्त्तांव-र्त्त पातोत्सुको यः । [ ॥ ]इति

३० कमलदलाम्वु[ म्बु ]बिन्दुलोलां श्रियमनुचि[ न्त्य ]त्य मनुष्यजीवितं च सकलमि-दमुदाहृतं च वुद्धा न हि पुरुषैः पर-

३१ कीर्त्तयो विलोप्या इति ॥ संवत् १२३१ वर्षे कार्त्तिक शुदि १३ वु[ बु ]धे ॥ मंगलं महाश्रीः ॥ दूं प्रती

३२ हारशोभनदेवः ॥ स्वहस्तोयं महामंडलेश्वर श्री वैजलदेवस्य ॥ उपरो रि वामदेवः ॥

---

૧ છંદ—શ્લોક ( અનુષ્ટુભ્ ) ૨ છંદ માલિની ૩ છંદ પુષ્પિતાગ્રા ૪ વાંચો बुद्ध्वा ૫ એટલે सूत्रधारः ૬ અને ૨૪ આ ટૂંકાં રૂપો ક્યા શબ્દો દર્શાવે છે તે માલુમ પડી શકતું નથી. કદાચ બન્ને શબ્દો એક શબ્દ 'उपरि' ને બદલે ભૂલથી લખાયો હશે. અને જો તેમ હોય તો उपरिको ને માટે વપરાયા હોય.

## ભાષાન્તર-સાર રૂપે

શિવની વ્યોમકેશ ( પંક્તિ. ૧ ) અને સ્મરારાતિ ( ૧,૨ ) નામથી સ્તુતિના બે શ્લોક પછી, લેખ નીચેની વંશાવળી આપે છેઃ—મહારાજાધિરાજ, પરમેશ્વર અને પરમભટ્ટારક, શ્રીમાન્ જયસિંહદેવ ( ૧,૩ ) જે પ્રસિદ્ધ અણહિલ્લપાટકમાં ( ૧,૨) અધિષ્ઠિત હતો અને જેણે વર્વરકોને જિત્યા હતા. તેના પાદાનુધ્યાત શાકંભરીના રાજાનો પરાજય કરનાર મ. પ. પ. શ્રીમાન્ કુમારપાલદેવ ( ૧,૫ ) જેને ઉમાપતિ શિવે વરદાન આપ્યું હતું તે હતો. તેનો પાદાનુધ્યાત શિવનો મહાન ભક્ત ( ૧,૫ ) મ. પ. પ. શ્રીમાન્ અજયપાલદેવ ( ૧,૬ ) હતો.

અજયપાલદેવ રાજા હતો (૧,૬) અને તેનો પાદાપદ્મોપજીવિન મહામાત્ય શ્રીસોમેશ્વર (૧,૯) રાજમુદ્રાને લગતાં સર્વ કાર્યો તથા બીજાં ખાતાંની દેખરેખ રાખતો તે સમયે બ્રાહ્મણપાટક શહેરમાંથી (૧,૨). પંચમહાશબ્દ પ્રાપ્ત કરનાર શ્રીમાન્ અજયપાલદેવની પ્રસાદીથી નર્મદા નદીના તટ ઉપરના પ્રદેશ પર રાજ્ય અમલ કરનાર (૧,૮) મહામણ્ડલેશ્વર શ્રીમાન્ વૈજલ્લદેવ (૧,૭), પૂર્ણ પથક તાબાનાં ( ૧,૮ ) માખુલ ગામ ૪૨ મધ્યે આલવીઠ ગામના ( ૧,૯ ) દણ્ડનાયક, દેશઠક્કુર, અધિષ્ઠાનક, કરણ પુરૂષ, શય્યાપાલ, ભટ્ટપુત્ર અને અન્ય સમસ્ત રાજપુરૂષો અને નજીક વસતા વિશયિકો, પટ્ટકિલા અને બ્રાહ્મણોત્તર પ્રજાજનોને જાહેર કરે છે કેઃ—

તમને જાહેર થાઓ કે ( ૧,૧૧ ):— અમારો બ્રાહ્મણપાટકમાં ( ૧,૧૧ ) મુકામ છે ત્યારે વિક્રમકાળ પછી સંવત ૧૨૩૧ ના કાર્તિક શુદિ ૧૧ ને સોમવારે ઉપવાસ કરી, ધર્મવૃદ્ધિ તથા અમારાં માતપિતાના અને અમારા યશની વૃદ્ધિ માટે ( ૧,૧૭ ) જડ અને ચેતનના પિતા શિવ તથા પુરુષોત્તમની ( ૧,૧૩ ) પૂજા કરી (૧,૧૩ ) અમે ચાહુયાણ વંશના ( ૧,૧૭ ) મહામણ્ડલેશ્વર શ્રીમાન્ વૈજલ્લદેવ (૧,૧૮ ), અપૂર્વ[1] ૫૦ બ્રાહ્મણના ભોજન માટે ખણ્ડોહુક ( ૧,૧૮ ) ગામના દક્ષિણ વિભાગમાં ઉપર કહેલું આલવીડગામ, દેવ અને બ્રાહ્મણોના ભક્તિના હક્ક વર્જ કરી આ દાનપત્રમાં નક્કી કરી જણાવેલા હક્કો સાથે, ખણ્ડોહુકના ( ૧,૨૧) ધર્મોદા સત્રાગારને આ દાનપત્રથી આપીએ છીએ.

"[ ૨૧ થી ૩૧ પંક્તિમાં દાન દેનાર ભાવિ રાજાઓને આ દાન ચાલુ રાખવા આજ્ઞા કરે છે. અને ચાલુ આશીર્વાદાત્મક અને શાપ આપનારા ૭ શ્લોક ટાંકે છે. તે વચન ૩૧ મી પંક્તિમાં 'ઈતિ' શબ્દથી સમાપ્ત થાય છે]" ૩૧ મી પંક્તિમાં "૧૨૩૧, કાર્તિક, શુકલપક્ષ, ૧૩, બુધવારે" છે તે દાનપત્ર લખાયાનો અથવા અપાયાનો દિવસ જણાવે છે.

'દૂતક પ્રતીહાર શોભનદેવનું' નામ અને તેની પછી 'મહામણ્ડલેશ્વર શ્રીમાન વૈજલ્લદેવના સ્વહસ્ત આ છે' એવા શબ્દો, અને જેનો હોદ્દો અને દાન સાથેનો સંબંધ અસ્પષ્ટ છે એવા વામદેવ નામે રાજપુરૂષનું નામ આપીને લેખ સમાપ્ત થાય છે.

---

૧ અપૂર્વ શબ્દનો યથાર્થ ઉપયોગ કહી શકાતો નથી. પરંતુ તે એમ દર્શાવવા માટે હોય કે પચાસ નવા બ્રાહ્મણો જેઓને પ્રથમ કોઈ વાર ભોજન ન કરાવ્યું હોય અને જેઓ તે જ વખતે તુરતમાં જ ગામમાં વસવાટ કરી રહ્યા હોય અથવા સત્રાગારમાં વસેલા હોય.

નં૦ ૧૫૮

# રાજા ભીમદેવ ૨ બીજાનું તામ્રપત્ર ઉપર લખેલું દાનપત્ર[1]

વિક્રમ સંવત ૧૨૫૬ ભાદ્રપદ વદિ અમાવાસ્યા મંગળવાર

પાટણના ડૉ. બાલાભાઈ એમ. નાણાવટીની કૃપાથી આ પતરાં મને થોડા સમય માટે મળ્યાં હતાં તેના ઉપરથી આ સાથે આપેલા ફોટો લિથોગ્રાફની નકલો છપાવી હતી. આ પતરાં પાટણ કચેરીમાં જૂના કચરામાંથી કાઢયાં હતાં, પરંતુ ઘણી જ સુરક્ષિત સ્થિતિમાં હતાં.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति राजावली पूर्ववत् समस्तराजावलीविराजित परमभट्टारक महारा-
२ जाधिराज परमेश्वर श्रीमूलराजदेवपादानुध्यात परमभट्टारक महाराजा-
३ धिराज परमेश्वर श्रीचामुंडराजदेवपादानुध्यात परमभट्टारक महाराजा-
४ धिराज परमेश्वर श्रीदुर्लभराजदेवपादानुध्यात परमभट्टारक महाराजा-
५ धिराज परमेश्वर श्रीभीमदेवपादानुध्यात परमभट्टारक महाराजाधिराज
६ परमेश्वर त्रैलोक्यमल्ल श्रीकर्णदेवपादानुध्यात परमभट्टारकमहाराजा-
७ धिराज परमेश्वरावंतीनाथ त्रिभुवनगंड वर्वरकजिष्णु सिद्धचक्रवर्त्ति श्रीज-
८ यसिंहदेवपादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर प्रो[ प्रौ ]ढ-
९ प्रताप उमापतिवरलब्धप्रसाद स्वभुजविक्रमरणांगणविनिर्जितशाकं-
१० भरीभूपाल श्रीकुमारपालदेवपादानुध्यात परमभट्टारक महाराजाधि-
११ राज परमेश्वर परममाहेश्वर प्रबलबाहुदंडदर्परूपकंदर्पकलिकाल-
१२ निष्कलंकावतारितरामराज्यकरदीकृतसपादलक्षक्ष्मापाल श्रीअजय-
१३ पालदेव पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वराहव-
१४ पराभूतदुर्ज्जयगर्ज्जनकाधिराज श्रीमूलराजदेवपादानुध्यात परमभट्टा-
१५ रक महाराजाधिराज परमेश्वराभिनवसिद्धराज श्रीमद्भीमदेवः स्वभुज्य-
१६ मानदंडाहीपथकान्तःपातिनः समस्तराजपुरुषान् ब्राह्मणोत्तरांस्तन्नियु-
१७ क्ताधिकारिणो जनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा ॥ श्रीमद्विक्रमादि-
त्योत्पादित-
१८ संवत्सरशतेषु द्वादशसु षट्पंचाशदुत्तरेषु भाद्रपदमास-
१९ कृष्णपक्षामावास्यायां भो[ भौ ]मवारेऽत्रांकतोऽपि संवत् १२५६ लौ० भाद्रपद
२० वदि १५ भौमेऽस्यां संवत्सरमासपक्षवारपूर्व्विकायां तिथावद्येह श्रीम-
२१ दणहिलपाटकेऽमावास्यापर्वणि स्नात्वा चराचरगुरुं भगवन्तं भवानी-

---

[1] ઈ. એ. વો. ૧૧ પા. ૭૧ એચ. એચ. ધ્રુવ.

पतरूं बीजुं

२२ पतिमभ्यर्च्य संसारासारतां विचिन्त्य नलिनीदलगतजललवतरलतरं प्रा-
२३ णितव्यमाकलय्यैहिकमामुष्मिकं च फलमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्य-
२४ यशोभिवृद्धये कडाग्रामे पूर्व्वदिग्भागे महिसाणाग्रामीयश्रीआनलेश्वरदे-
२५ वसक्तभूमीसंलग्नपाश्व[?श्व]उलिग्राममार्गवामपक्षे भूमि वि ९ नवविंशेपेकै[?]र्जो-
२६ तहल ४ चतुर्णां हलानां भूमी स्वसीमापर्य्यन्ता सवृक्षमालाकुला सहिरण्यभा-
२७ गभोगा काष्ठतृणोदकोपेता सर्वादायसमेता रायकवालज्ञातीयब्राह्मण-
२८ ज्योतिसोढलसुतआसधराय शासनेनोदकपूर्व्वमस्माभिः प्रदत्ता ॥ अ-
२९ स्या भूमेराघाटा यथा ॥ पूर्वतो बारडवलयोः क्षेत्रेषु सीमा । दक्षिणतो रा-
३० जमार्गः । पश्चिमतः श्रीआनलेश्वरदेवक्षेत्रेषु सीमा । उत्तरतो वाऊंयवि-
३१ शेपेक त्रा० गांगासक्तडोहलिकाग्रामयोः सीमा । एवममीभिराघाटैरु-
३२ पलक्षिता भूमिमेनामवगम्य एतद्ग्रामनिवासिजनपदैर्यथादीयमानभा-
३३ गभोगकरहिरण्यादिसर्व्वं सर्व्वदाज्ञाश्रवणविधेयैर्भूत्वाऽमुष्मै ब्राह्मणाय
३४ समुपेनतव्यं । सामान्यमेतत्पुण्यफलं मत्वाऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृ-
३५ भिरस्मत्प्रदत्तधर्मदायोऽयमनुमंतव्यः पालनीयश्च ॥ उक्तं भगवता व्या-
३६ सेन । षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमंता च तान्येव
३७ नरके वसेत् । १ [॥*]यानीह दत्तानि पुरानरेन्द्रैर्दानानि धर्मार्थयशस्कराणि निर्म्मा-
३८ ल्यतानि प्रतिमानि तानि को नाम साधुः पुनराददीत ॥ २ [॥*]बहुभिर्वसुधा भुक्ता रा-
३९ जभिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं । ३ [॥*] दत्त्वा भूमिं भाविनः
४० पार्थिवेन्द्रान् भूयो भूयो याचते रामभद्रः । सामान्योऽयं दानधर्मो नृपाणां स्वे स्वे
४१ काले पालनीयो भवाद्भिः । ४ [॥*]लिखितमिदं शासनं मोढान्वयप्रसूतमहाक्षपट-
४२ लिक ठ० वैजलसुत ठ० श्रीकुंयरेण ॥ दूतकोऽत्र महासांधिविग्रहिक ठ० श्री-
४३ भीमाक इ[ति*] ७। ॥ श्रीभीमदेवस्य ।

## ભાષાન્તર—સાર રૂપે

૧–પ્રસ્તાવના—( અ ) "પ્રૌઢ પ્રતાપ" એમ પંક્તિ ૮–૯ માં ઉમાપતિ–વર–લબ્ધ–પ્રસાદ પહેલાં અહીં છે તે વિક્રમ સંવત ૧૨૬૩ ના નં. ૩ માં તેની પાછળ છે તે અપવાદ સિવાય, વંશાવલી ડૉ. બુહ્લરના અણહિલવાડના ચૌલુક્ય દાનપત્રો નં. ૩ સાથે શબ્દે શબ્દ મળતી આવે છે. અન્તના ભગવાન વ્યાસના શ્લોકો પણ તે જ છે. ફક્ત નં. ૩ નો શ્લોક. ૩. પડતો મૂક્યો છે.

( બ ) અણહિલપાટકમાં રાજા ભીમદેવ. ૨. દંડાહિપથકના રાજપુરૂષો અને પ્રજાને વિક્રમ સંવત ૧૨૫૬ ( ઈ. સ. ૧૨૦૦ ) ભાદ્રપદ, અમાસ ને મંગળવારે નીચેનું દાન જાહેર કરે છેઃ—

૨–દાનનું પાત્ર—રાયકવાલ બ્રાહ્મણ જ્ઞાતિના જ્યોતિ સોઢલનો પુત્ર આસધર.

૩–દાનની વસ્તુ–કડાગ્રામમાં પૂર્વ ભાગે, મહીસાણા ગામના આનલેશ્વરદેવની ભૂમિની પડોશની અને ડાબી તરફ ઉલિગ્રામ જતા માર્ગ વાળી ચાર ( ૪ ) હલવાહ ભૂમિ જેની સીમાઃ—

પૂર્વે–બ્રારડ અને બલનાં ક્ષેત્રો.
દક્ષિણે– રાજમાર્ગ
પશ્ચિમે–આનલેશ્વરદેવનાં ક્ષેત્રો.
ઉત્તરે–ગાંગાસકત નેવાંણિય આદિ નજીક ડાહલિકાગામની સીમા.

૪–રાજપુરૂષો—લેખક, વૈજલનો પુત્ર મહાક્ષપટલિક કુંયર

દૂતક, મહાસાંધિવિગ્રહિક ઠકર ભીમાક.

આ રાજાનો આજદિન સુધી સર્વથી પહેલાં પ્રકટ થએલો લેખ તેનું રાજ્ય વિક્રમ સંવત ૧૨૬૩ માં આણે છે, અને છેલ્લામાં છેલ્લો પ્રસિદ્ધ થએલો લેખ તેના રાજ્યનો અંત વિક્રમ સંવત ૧૨૯૮ માં નક્કી કરે છે. આમ હોવાથી, આ લેખ ઘણો જ અગત્યનો છે, કારણ કે તેનાથી આપણે આ રાજાનું રાજ્ય વિ. સં. ૧૨૫૬ ( ઈ. સ. ૧૨૦૦ ) સુધી પાછળ લઈ જઈ શકીએ છીએ.

નં૦ ૧૫૯

# ચૌલુક્ય રાજા ભીમદેવ ૨ જાનું

# તામ્રપત્ર ઉપરનું દાનપત્ર[1]

સિંહ સંવત ૯૩

**પહેલાં પ્રસિદ્ધ** નહિ થએલો આ લેખ બો. બ્રે. રો. એ. સો. ની લાયબ્રેરીમાંથી ઇ. સ. ૧૮૭૮ માં મને તપાસવા મળેલાં અસલ પતરાં ઉપરથી હું પ્રસિદ્ધ કરૂં છું. કયાંથી આ પતરાં મળી આવ્યાં હતાં એ વિષે મને ખબર નથી. આ લેખનો લિથોગ્રાફ હવે પછી ઇન્ડિયન ઈન્સ્ક્રિપ્શન્સ, નં. ૧૭ માં પ્રસિદ્ધ થશે.

પતરાં બે છે. તે દરેકનું માપ ૯ ૧/૪"×૬ ૧/૮" નું છે, અને તે બન્ને એક જ બાજુએ કોતરેલાં છે. લખાણના રક્ષણ માટે કાંઠા સહેજ વાળેલા છે, અને જોકે પતરાંની સપાટી કાટને લીધે બહુ ખરાબ થઈ ગઈ છે તોપણ આખો લેખ કોઈ પણ સ્થળે શંકા થયા સિવાય વાંચી શકાય તેવો છે. પહેલા પતરાની નીચેના અને બીજાના ઉપરના ભાગમાં બે કડીઓ માટે કાણાં છે. કડીઓ સાદી ત્રાંબાની છે. અને તે દરેક ૧/૩" જાડી તથા ૨ ૩/૪" વ્યાસની છે. મને પતરાં ગળ્યાં ત્યારે તે બન્ને કાપેલાં હતાં. એક પણ ઉપર મુદ્રા હોવાનું અથવા કાઢી લીધેલી હોવાનું નિશાન નથી. અને આ દાનપત્રની જો મુદ્રા હોય તો તે ઉપલબ્ધ નથી. લેખમાં જણાવેલા સમય અને સ્થળને યોગ્ય ઢબની નાગરી લિપિ છે; કોતરકામ બહાર પડતું અને સારૂં છે. ભાષા સંસ્કૃત છે. અને એક આશીર્વાદ તથા શાપના પં. ૧૩-૧૪ માં આપેલા શ્લોકો સિવાય આખો લેખ ગદ્યમાં છે.

આ લેખ અણહિલવાડના ચૌલુક્ય રાજા ભીમદેવ ૨ જાના લેખો પૈકીનો એક છે. તે સાંપ્રદાયિક નથી; તેનો હેતુ અમુક ભૂમિનું દાન એક બ્રાહ્મણને આપ્યુ હતું તેની નોંધ લેવાનો છે.

લેખમાં નીચેનાં સ્થળોની નોંધ છે : **અણહિલપાટક** શહેર, જ્યાં આ દાન જાહેર કરતી વેળા **ભીમદેવ ૨ જો** હતો; **સહસચાણા**-આ ગામમાં દાનમાં આપેલી જમીન હતી; **વેકરિયા** દાનની જમીનની સીમામાં બતાવેલું ગામ; અને **પ્રસન્નપુર** દાન લેનારનું કુટુંબ જ્યાંથી આવ્યું હતું તે શહેર. પ્રસ્તાવનામાં કહ્યું છે તે પ્રમાણે, **સહસચાણા** અને **વેકરિયા** માટે કચ્છ મણ્ડલ અથવા કચ્છપ્રાંત જે કંઈક અંશે હાલના કચ્છ સ્ટેટને મળતા હોવા જોઈએ, તેમાં જોવું જોઈએ. અને જે પ્રાંતનો લેખમાં જણાવ્યા મુજબ ભીમદેવ પોતે જ પોતાની ખાનગી મિલ્કત હોય તેવી રીતે રાજ્યની સામાન્ય ઉપજમાંથી તેની ઉપજ જૂદી રાખી ઉપભોગ કરતો હતો.

લેખની તારીખ વિષે, ૧ લી પંક્તિમાં દશાંશ સંખ્યામાં આપેલું વર્ષ ૯૩, ( સંવત આપ્યો નથી ) માસ ચૈત્ર, શુકલ પક્ષ, ૧૧ મી તિથિ અને રવિવાર—એ પ્રમાણે આપ્યું છે. અને ૫ મી પંક્તિમાંથી જણાય છે કે, આ દાન, સંક્રાન્તિના પર્વને દિવસે, એટલે કે મેષ સંક્રાન્તિ અથવા જે દિવસે, સૂર્ય મેશ રાશિમાં દાખલ થાય છે, તે દિવસે અપાયું હતું, સંવત સિંહનો છે. જે અણહિલવાડના અર્જુનદેવના વલભી સંવત ૯૪૫ ના વેરાવળના લેખમાં તથા ભીમદેવ ૨ જાના વિક્રમ સંવત ૧૨૬૬ અને સિંહ સંવત ૯૬ ના લેખમાં પણ આપ્યો છે. આ સંવતનો ચોક્કસ સમય,

---

[1] ઈ. એ. વો. ૧૮ પા. ૧૦૮—૧૦૯ જે. એફ. ફ્લીટ.

તેની વર્ષ ગણવાની રીત, તથા તેની ઐતિહાસિક શરૂવાત વિગેરે બાબતો હજી બરાબર વિચારાયેલી નથી. આ બાબતો માટે બીજે કોઈ સમયે વિચાર થશે. ત્યાં સુધી એટલું જ કહેવું બસ થશે કે, સિંહ સંવત ૯૩ ના ચૈત્ર માસને વિક્રમ-સંવત્ ૧૨૬૨ અથવા ૧૨૬૩ સાથે જોડવો જોઈએ અને આપેલી તારીખની અંગ્રેજી તારીખ ઇ. સ. ૧૨૦૪, ૧૨૦૫, ૧૨૦૬ અથવા ૧૨૦૭ માં વિક્રમ સંવત, ઉત્તરનું અથવા દક્ષિણનું, ચાલુ અથવા ગત જે પ્રમાણે લઈએ તે ઉપર આધાર રાખી, આવે છે.

આ દિવસ, રવિવાર, ૨૫ મી માર્ચ, ઈ. સ. ૧૨૦૭ નો જ ધારેલો છે એમાં શંકા નથી. પરંતુ આ દિવસે આશરે ૫૫ ઘડી, અને ૫૮ પળે પૂરી થતી તિથિ, આ સ્થાન અને સમયને યોગ્ય अमान्त ગણત્રી પ્રમાણે ચૈત્ર કૃષ્ણ પક્ષ ૧૧ મી તિથિ હતી. અને પરિણામોનો વિરોધ દૂર કરવા માટે, નોંધ તૈયાર કરવામાં જ સાચી ભૂલ હતી એવું આપણે માની લેવું જોઈએ, અને જોકે 'शु' 'શુકલ પક્ષ' એ ચોકખો પાઠ છે તોપણ, તેને 'ब' "કૃષ્ણપક્ષ" માં ફેરવી નાંખવો જોઈએ.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ॐ[2] राजावली पूर्व्ववत् ॥ संवत् ९३ चैत्र शुदि ११ रवौ अद्येह श्रीमद्-

२ णहिलपाटके समस्तराजावलीविराजितमहाराजाधिराजश्री-

३ भीमदेवः श्व(स्व) भुज्यमानकच्छमण्डलांतःपाति समस्तराजपुरुषा-

४ न् ब्रा(ब्रा)ह्मणोत्तरान् तं(न्)निवाशि(सि)जनपदा(न्*)श्च बो(बो)धयत्यस्तु वः संविदित

५ यथा ॥ अद्य संक्रांतिपर्व्वणि चराचरगुरुं भगवन्तं भवानीपतिमभ्य-

६ र्च्य संसारस्यासारतां विचिंत्य प्रसंन्नपुरस्थान विनिर्गतायाँ वच्छ(त्स) स-

७ गोत्राय दामोदरसुतगोविंदाय सहसचाणाग्रामे वापीपुटके भूमिहलवाह[।*] १

८ एका शुल्केन महा(ह)शासने प्रदत्ता[॥*]अस्याश्च पूर्व्वतो ब्रा(ब्रा)ह्मणदामो-

९ दरसत्कवापी दक्षिणतो वेकरिया क्षेत्र(ं*)पश्चिमे महं केशे-

१० वसत्कवापी उत्तरतो मार्गः इति चतुराघाटोपलक्षिताँ ॥ भू-

११ मि* मेनामवगम्य अस्मदु[द्]वंशजैरन्यैरपि भाविभोक्तृभिः अ-

१२ स्मत्प्रदत्ताः व(ध)र्मदायो (य*)मनुमंतव्यः पालनीयश्च ॥ उक्तं च भगव-

१३ ता व्यासेन [।*] षष्टिर्व्वर्ष सहश्रा[स्रा]णि श्व[स्व]र्गे तिष्ट[ष्ठ]तिभूमिदः आच्छेत्ता

१४ चानुमंता च तांन्येवं नर[र]कं वसेत् ॥ लिखितमिदं

१५ कांचनसुत वटेश्वरेण ॥ दूतकोत्र न[म]हासांधिविग्रहिक श्री-

१६ चंडशर्म्मः [र्म्मा] ॥ श्रीभीमदेवस्य ॥

---

१ અસલ પતરાં ઉપરથી २ ચિહ્નરૂપે દર્શાવેલ છે. ૩ વાંચો प्रसन्न ૪ વાંચો विनिर्गताय ૫ આ શબ્દ 'सहसचाणाग्रामे' આ જગ્યાએ ભૂલાઈ ગયો હતો અને તેથી તે પં. ૯ મીની નીચે કોતરેલો છે. પરંતુ આંહિ તથા તે બીજી જગ્યાએ તેનું યોગ્ય સ્થાન બતાવવા માટે ચિહ્નો કરેલાં છે. ૬ એટલે- महत्तर અથવા महत्तम અનુસ્વારને બદલે मह० એટલો જ શબ્દ લખ્યો હોત તો વધારે વ્યાજબી હતું. ૭ વાંચો आघाटा उपलक्षिताः ૮ વાંચો प्रदत्तो ૯ છંદ શ્લોક (અનુષ્ટુભ્) ૧૦ षष्टिवर्ष ૧૧ વાંચો तान्य ૧૨ स्वहस्तोयं એ શબ્દો અધ્યાહાર છે.

ભાષાન્તર—સાર રૂપે.

“પૂર્વ પ્રમાણે રાજાવલી” એમ પૂર્ણ વંશાવલી ભીમદેવ ૨ જાના વિક્રમ સંવત ૧૨૬૬ ના દાનપત્રમાં આપી છે તેનો ઉલ્લેખ કરીને લેખ આગળ જણાવે છે કેઃ—

—૯૩ મા વર્ષના ( પંક્તિ ૧ ) ચૈત્ર, શુકલપક્ષ ૧૧ ને રવિવારે આજે અહીં પ્રસિદ્ધ અણ-હિલ્લ પાટક શહેરમાં મહારાજાધિરાજ, શ્રીમાન્ ભીમદેવ બીજો ( ૧,૩ ) કચ્છ મણ્ડલ, જેનો તે ઉપભોગ કરે છે ત્યાંના સમસ્ત રાજપુરૂષો અને બ્રાહ્મણોત્તર સમસ્ત પ્રજાને જાહેર કરે છે કેઃ—

“ તમને જાહેર થાઓ કે આજે સંક્રાન્તિના ઉત્સવમાં ( ૧,૫ ) ભગવાન્ ભવાનીપતિ શિવની, જડ અને ચેતનના એ પિતાની પૂજા કરીને સહુસથાણા ( ૧,૭ ) ગામમાં વાપીપુટકમાં પોલાણુ-વાળી ભૂમિમાંથી એક હલવાહા ભૂમિ આ દાનપત્રથી પ્રસન્નપુર સ્થાનથી આવેલા વત્સગોત્ર-ના દામોદરના પુત્ર ગોવિંદને આપી છે.

“ આ ભૂમિની સીમા ( ૧,૮ ):— પૂર્વમાં બ્રાહ્મણ દામોદરના ઠખજાનો વાપી પુટક; દક્ષિણે વેકરિયા ગામનાં ખેતરો; પશ્ચિમે મહત્તર કે મહત્તમ કેશવની માલિકીનો વાપી અને ઉત્તરે એક માર્ગ છે.

“ [ ૧૧ થી ૧૪ પંક્તિમાં દેનાર ભાવિરાજાઓને દાન ચાલુ રાખવા આજ્ઞા કરે છે. અને ભગ-વાન્ વ્યાસની કૃતિના ચાલુ આશીર્વાદાત્મક અને શાપ આપનારા શ્લોકમાંથી એક શ્લોક ટાંકે છે; જેની સમાપ્તિ ૧૪ પંક્તિમાં ‘ ઈતિ ’ શબ્દથી થાય છે. ] ”

૧૪થી૧૬ પંક્તિઓ આપે છે કે દાનપત્ર કાંચનના પુત્ર કાયસ્થ વટેશ્વરથી લખાયું હતું. અને દૂતક મહાસાંધિવિગ્રહિક ચણ્ડશર્મા હતો.

લેખ “ શ્રીમાન ભીમ દેવના ” એવા તે રાજાના સ્વહસ્તને લગતા શબ્દોથી સમાપ્ત થાય છે.

નં૦ ૧૯૦

# ભીમદેવનું દાનપત્ર[1]

## અણહિલવાડ ચૌલુકયોનાં અગીયાર દાનપત્રો પૈકી નં. ૩

વિક્રમ સંવત ૧૨૬૩ શ્રાવણ સુદિ ૨ રવિવાર

### अक्षरान्तर

#### पतरुं पहेलुं

१ स्वस्ति राजावलीपूर्व्ववत्समस्तराजावली[ विरा ]जितपरमभट्टारकमहाराजाधिराज-परमेश्वरश्री-

२ मूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीचामुंडराजदेवपादानु-ध्यातपर-

३ मभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीदुर्ल्लभराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजा-धिराज-

४ परमेश्वरश्रीभीमदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरत्रैलोक्यमल्लश्री-कर्ण्ण-

५ देवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरावन्तीनाथत्रिभुवनगंडवर्व्वरक-जिष्णुसिद्धच-

६ क्रवर्त्तिश्रीजयसिंहदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरउमापतिवरलब्धप्र

७ सादप्रौढप्रतापस्वभुजविक्रमरणांगणविनिर्ज्जितशाकंभरीभूपालश्रीकुमारपालदेवपादा-

८ नुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरपरममाहेश्वरप्रबलबाहुदंडदर्प्परुपकंदर्प्प

९ कलिकालनिष्कलंकावतारितरामराज्यकरदीकृतसपादलक्षक्ष्मापालश्रीअजयपालदेव-

१० पादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वराहवपराभूतदुर्ज्जयगर्ज्जनकाधिरा-

११ जश्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वराभिनवसिद्धराज-

१२ श्रीमद्भीमदेवः स्वभुज्यमानगंभूतापथकान्तः पतिनः समस्तराजपुरुषान् ब्राह्मणोत्त-रास्तभि-

---

૧ ઇ. એ. વો. ૬ પા. ૧૯૪ જી. બ્યુલ્હર.

પતરાંનું માપ ૧૧"×૧૨½" લિપિ જૈન—દેવનાગરી, સ્થિતિ સુરક્ષિત. મારા કબજામાં આવ્યા પહેલાં પતરાં કાટ દૂર કરવા માટે તપાવવામાં આવ્યાં હતાં આ પતરાં તથા તેનાં પછીનાં દાનપત્રોનું અક્ષરાન્તર મારી તથા વામનાચાર્ય ઝાલ્કિકરની દેખદેખ તળે નારાયણ શાસ્ત્રીએ તૈયાર કર્યું છે. આ દાનપત્રમાં અને બીજાં દાનપત્રોમાં આવતી સંધિની ભૂલો પ્રમાણમાં અસંખ્ય હોવાથી નોટમાં સુધારેલો નથી. પં. ૮ વાંચો रूपकं પં. ૧૨ કદાચ नार्गं भूत्वा અથવા भुवा; અક્ષરો અર્ધા નાશ પામ્યા છે.

१३ युक्ताधिकारिणो जनपदांश्च बोधयत्यस्तु वः संविदित यथा श्रीमद्विक्रमादित्यो-
त्पादितसंव-

१४ त्सरशतेषु द्वादशसु तृषष्टि उत्तरेषु लौ० श्रावणमासशुक्लपक्षाद्वितीयायां रविवारे
ऽत्रांकतो-

१५ पि संवत् [ १२ ] ६३ श्रावणशुदि २ रवावस्यां संवत्सरमासपक्षवारपूर्विकायां
तिथावद्येह श्रीमद् *

१६ [ णहिलपाट ] केऽद्यैव व्यतीपातपार्व्वणि स्नात्वा चराचरगुरुं भगवंतं भवानीप-
तिमभ्यर्च्च्यसंसा-

१७ रासारतां विचिंत्य नलिनीदलगतजललवतरलतरं प्राणितव्यमाकलय्यैहिकमामुष्मिकं

१८ च फलमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्ययशोऽभिवृद्धये इंदिलाग्रामः स्वसीमापर्यन्तः स-

१९ वृक्षमालाकुलः सहिरण्यभागभोगः सदंडदशापराधः काष्टतृणोदकोपेतः सर्व्वादा-

## पतरूं बीजुं

१ यसमेतः पूर्व्वप्रदत्तदेवदायब्रह्मदायवर्ज्जं चाहु० राण० समरसीहसुताराज्ञीश्रीलीला-

२ देव्या करीराग्राममालकंतरिग्रामयोरंतराले निष्पादितलीलापुरे कारितश्रीभीमेश्वर-

३ देवश्रीलीलेश्वरदेवप्रपासत्रागारेभ्यः शासनेनोदक पूर्व्वमस्माभिः प्रदत्तः ॥
ग्रामस्या-

४ स्याघाटा यथा ॥ पूर्व्वस्यां दिशि देउलवाडा ग्रामसीमा । दक्षिणस्यां दिशि
कान्हरीग्रामसीमा । प-

५ श्चिमायां दिशि शेषदेवतिग्रामसीमा । उत्तरस्यां दिशि घारीयावलिग्रामसीमा ॥
एवममी-

६ भिराघाटैरुपलक्षितं ग्राममेनमवगम्य तन्निवासिजनपदैर्यथादीयमानभागभो-

७ गकरहिरण्यादि सर्व्वं सर्वदाज्ञाश्रवणविधेयैर्भूत्वा एभ्यः श्रीभीमेश्वरदेवश्रीलीले-

८ श्वरदेवप्रपासत्रागारेभ्यः समुपनेतव्यं । सामान्यं चैतत्पुण्यफलं मत्वाऽस्मद्वंशजैर-

९ न्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्म्मदायोऽयमनुमंतव्यः पालनीयश्च ॥ उक्तं
च भग-

१० वता व्यासेन ॥ षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः ॥ आच्छेत्ता चानुमंता
च तान्येव न-

---

पं. १४ वांचो त्रिषष्टि पं. १५ तिथिना प्रथम બે અક્ષરો '१२' नाश पाम्या छे. पं. १६ वांचो पर्वणि
पं. १७ वांचो कामुष्मिकं. पं. १८ वांचो काष्ठ पं. १० वांचो सहस्राणि.

११ रके वसेत् १ यानीह दत्तानि पुरा नेंरंद्रैर्दानानि धर्म्मार्थयशस्कराणि । निर्माल्यवा-

१२ निप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत । २ [ स्वदत्तां प ]रदत्तां वा यो हरेत वसुधरां ।

१३ स विष्टायां क्रमिर्भूत्वा [ पितृभिः सह मज्जति ] । ३ बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादि-

१४ भिः । यस्य यस्य यदा भूमी तस्य तस्य तदा फलं ॥ ४ दत्वा भूमिं भाविनः पार्थिवेंद्रान् भूयो-

१५ भूयो याचते रामभद्रः । सामान्योऽयं दानधर्म्मो नृपाणां स्वे स्वे काले पालनीयो भवद्भिः ।

१६ लिखितमिदं शासनं कायस्थान्वयप्रसूतमहाक्षपटलिक ठ० श्रीकुमरसुत ठ० वोसरिणा

१७ दूतकोऽत्र महासांधिविग्रहिक ठ० श्रीसू .... ... इति श्रीभीमदेवस्य ॥

---

पं. ११ वांचो निर्माल्यवा. ५. १२ वांचो तप्रातमानि; वसुंधरां. पं. १७ आ अने भीमना अन्य लेखो नी अन्ते इति शब्द अक्षरोनुं प्राचीन रूप बतावे छे.

નં૦ ૩—નો સારાંશ.

૧. પ્રસ્તાવના—(અ) વંશાવલી.‡

૧. મૂલરાજ ૧ (પહેલો).

૨. ચામુણ્ડરાજ

૩. દુર્લભરાજ

૪. ભીમદેવ. ૧

૫. કર્ણદેવ, ત્રૈલોકયમલ્લ.

૬. જયસિંહદેવ-અવન્તિપતિ, ત્રિભુવનગણ્ડ અને વર્વરકપર વિજય મેળવનાર અને સિદ્ધ ચક્રવર્ત્તિ. (સિદ્ધોનો ચક્રવર્ત્તિ)

૭. કુમારપાલદેવ-શાકંભરીના રાજાને યુદ્ધમાં જિતનાર.

૮. અજયપાલદેવ-શિવનો પરમ ભક્ત અને સપાદલક્ષના રાજાને નમાવનાર.

૯. મૂલરાજ. ૨ (બીજો) ગર્જ્જનકના રાજાનો યુદ્ધમાં પરાજય કરનાર

૧૦. ભીમદેવ-અભિનવ (બીજો) સિદ્ધરાજ

(બ) અણહિલપાટકમાં રાજ્ય કરતો ભીમદેવ, અગંભૂતા અથવા ગંભૂતાના રાજપુરૂષો અને નિવાસીઓને વિક્રમ સંવત ૧૨૬૩, શ્રાવણ સુદી ૨ ને રવિવારે નીચેનું દાન જાહેર કરે છે.

૨ દાન ઈંદિલા ગામ. તેની સીમા—

(અ) પૂર્વમાં દેઉલવાડા ગામ.

(બ) દક્ષિણે કાલ્હરી ગામ.§

(ક) પશ્ચિમે શેષદેવતિ ગામ.

(ડ) ઉત્તરે ધારીયાવલિ ગામ.

૩ દાનનાં પાત્ર—રાણા સમરસિંહ ચહુમાનની પુત્રી રાણી લીલાદેવીએ કરીરા અને માલકવરી ગામો વચ્ચે લીલાપુરમાં બંધાવેલાં ભીમેશ્વર અને લીલેશ્વરનાં મંદિરો અને તે જ સ્થળનાં પ્રપા અને સત્રાગાર.

૪ રાજપુરૂષો—દાનનો લેખક કાયસ્થ, ઠાકુર કુમારનો પુત્ર (એટલે ચીફ રજીસ્ટ્રાર) મહાક્ષપટલિકા ઠાકુર વોસરિન‖ (૨) દૂતક મહાસાંધિવિગ્રહિક ઠાકુર સૂધ(?)

---

‡ અહિં દર્શાવેલા બધા રાજાઓ આ દાનપત્રમાં અને પછીનાંમાં મહારાજાધિરાજ પરમેશ્વર અને પરમભટ્ટારકના ઈલકાબો ધારણ કરે છે, જેથી તેઓ ઉચ્ચ ગુણવાન્ અને શિવના ઉપાસકો હતા, એમ જણાઈ આવે છે. † વિરમગામથી પાટણના રસ્તામાં આવેલું કાલરી ગામ કદાચ હોય. ‖ 'કેસરીન'ને બદલે ભૂલ હશે.

નં૦ ૧૬૧

# ભીમદેવ ૨ જાના રાજ્યસમયનો આબુનો લેખ[1]

વિ. સં. ૧૨૬૫ વૈશાખ સુ. ૧૫ મંગળવાર

પ્રોફેસર એચ. એચ. વિલ્સને નીચે આપેલા લેખનું એક અધુરૂં ભાષાંતર એ. રી. વો. ૧૬ પા. ૨૯૯-૩૦૧ માં આપ્યું છે. હવે પ્રસિદ્ધ થયેલો પ્રતિલેખ, પ્રો. જી. બુલ્હરની મદદથી ડૉ. બર્જેસે લીધેલી પ્રતિકૃતિ પ્રમાણે તૈયાર કર્યો છે.

લેખ સંભાળપૂર્વક રાખેલો છે. પહેલી અને બીજી પંક્તિને અંતે થોડો ઘસારો લાગેલો છે, અને લેખના છેલ્લા અક્ષરો નાશ પામ્યા છે. લિપિ ૧૨ અને ૧૩ મી સદીની સાધારણ જૈન-દેવનાગરી છે.

આ લેખ ઉજ્જૈનના શિવમઠના મહંત કેદારરાશિએ કોતરાવ્યો હતો. તે ચપલ અથવા ચપલીય જાતિનો હતો. લેખનો હેતુ, તેણે અચલગઢમાં કનખલના તીર્થમાં કરેલાં બાંધકામોનું સ્મારક રાખવાનો છે. પવિત્ર આબુ પર્વતના ઇશ્વર શિવની સ્તુતિથી તે શરૂ થાય છે, અને ઉજ્જૈનનાં વખાણ પછી, જેમ રાજાઓ પોતાનાં દાનોમાં વંશાવલિ આપે છે તેમ, કેદારરાશિના આધ્યાત્મિક પૂર્વજોનાં નામો આપ્યાં છે. પહેલો સાધુ તાપસ છે. તે નૂતન-મઠમાંથી આવ્યો હતો અને ચણ્ડિકાશ્રમનો મહંત હતો. તેના પછી વાકલરાશિ, જ્યેષ્ઠજરાશિ, યોગેશ્વરરાશિ, મૌનિરાશિ અને યોગેશ્વરી-એક સાધ્વી, દુર્વાસરાશિ, અને છેવટે કેદારરાશિ આવે છે.

કનખલના દેવો માટે કેદારરાશિએ ઘણાં બાંધકામ કરાવ્યાં હશે એમ લેખ ઉપરથી જણાય છે. પહેલું, તેણે કનખલમાં કોટેશ્વરના મંદિરનો પુનરૂદ્ધાર કરાવ્યો, બીજું, તીર્થની અંદરનો બધો ભાગ પત્થરની મોટી લાદીઓથી જડાવ્યો, અને આસપાસ ઉંચી ભીંત ચણાવી હતી; ત્રીજું, અતુલનાથનાં મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો; ચોથું, શૂલપાણિનાં બે નવાં મંદિરો બંધાવ્યાં, અને કનખલ શંભુના મણ્ડલમાં કાળા પત્થરના સ્થંભોની હાર ઉભી કરીને તે મંદિરની શોભા વધારી હતી. તેની બેન મોક્ષેશ્વરીએ પણ એક શિવમંદિર બંધાવ્યું હતું.

આ બાબતો પ્રાચીન વસ્તુઓના અભ્યાસીને રસપડે એવી છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ લેખનું મહત્ત્વ તેની તાજાકલમમાં છે. તેમાં કહ્યું છે કે, અણહિલવાડનો ભીમદેવ ૨ જો આબુનો મહારાજાધિરાજ હતો, અને ચંદ્રાવતીના મણ્ડલિક ધારાવર્ષ તેનું સર્વોપરિપણું સ્વીકાર્યું હતું, સંવત્ એટલે વિક્રમ સંવત્ ૧૨૬૫, અથવા ઈ. સ. ૧૨૦૮-૯.

---

૧ ઈ. એ. વો. ૧૧ પા. ૨૨૦ ડબલ્યુ કાર્ટેલીરી વિએના.

